પ્રકાશક

પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા
નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.



આવૃત્તિ ૧ લી

પ્રત : ૨૨૦૦



કિંમત

પાકું પૂઠું રૂા. ૩-૮-૦
કાચું પૂઠું રૂા. ૩-૪-૦

વાર્ષિક લવાજમ દેશમાં

કાચું પૂઠું રૂા. ૫) :: પાકું પૂઠું રૂા. ૬)
પોસ્ટેજ અલગ.

મુદ્રક : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ મણિલાલ છગનલાલે
છાપી. ઠે. નોવેલ્ટી સિનેમા પાસે, ઘીકાંટારોડ : અમદાવાદ.

# નિવેદન

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના આઠમા વર્ષનું પ્રથમ પુસ્તક શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત 'કુંદન' ગુજરાતની જનતા સમક્ષ મૂકતાં અમને આનંદ થાય છે.

આજના કપરી કસોટીના કાળમાં સૌાને શ્રદ્ધા, હિંમત અને ધીરજથી પગલીઓ પાડવાનો સમય આવી પહોંચ્યો છે. તેમાંય ખાસ કરીને સાહિત્યની સંસ્થાઓની સ્થિતિનું માપ કાઢવું ઘણુંજ મુશ્કેલ છે. છતાં પણ અમે હિંમતથી અમારું કર્તવ્ય કરી રહ્યા છીએ. તેમાં આપ સૌના નમ્ર સહકારની વાંચ્છના સેવીએ તો તે અસ્થાને નથી; અમને શ્રદ્ધા છે કે આ સમય પૂરતી અમારી અનેક મૂંઝવણોનો ઉકેલ આપના પ્રેમભર્યા સહકારથી ઊકલી જશેજ.

સ્વ. શ્રી બંકિમબાબુના નામથી ગુજરાત હવે અપરિચિત નથી. તેમની આ ઉત્તમોત્તમ સાહિત્ય પ્રસાદી શ્રી દિનેશ ઠાકોર જેવા અભ્યાસીની કલમે અનુવાદિત બની છે તે ગુજરાતને ગમશે અને એમાં છણાયલા પ્રશ્નોનું બારીકીથી નીરિક્ષણ કરી જીવનમાં ઉતારવા પ્રયાસ કરશો, તો આ પ્રકાશનનું પ્રયોજન સફળ થયેલું માનીશું.

અમારું આવતું પુસ્તક એક સુંદર નવલ તૈયાર થાય છે. તે આપને નિયમિત મળે છે તેમ મળી જશે.

લિ. સેવકો,

નવચેતન સાહિત્ય મંદિર — પુરુષોત્તમ પારેખ

૨૪૫૬; ભદ્ર : અમદાવાદ. — નટવરલાલ વોરા

## હું શું કહું ?

બંગાળી સાહિત્યનાં અનેક વાર્તા, નવલ, આપણી ભાષામાં અવતરણ પામ્યાં છે. તેમાં આ એક વધુ નવલ ઉમેરાય છે.

બંગ સાહિત્યના મશહુર લેખક સ્વ. શ્રી બંકિમબાબુની એક સુંદર નવલકથાનો આ અનુવાદ છે.

આપણા વાર્તાપ્રિય વાચકવર્ગને આ પુસ્તક ગમશે ખરું ? વાર્તાનો સાર આવો ટૂંકો છે—

નગેન્દ્રનાથ એક જાગીરદાર છે. કુંદન નામની એક અસહાય બાલિકાને પોતાને ઘેર આશ્રય આપે છે. સમય જતાં ઉભય વચ્ચે પ્રેમ ઉત્પન્ન થાય છે. નગેન્દ્રની પ્રથમની પત્નિ સૂર્યમુખી તેમના લગ્ન કરાવી નાસી જાય છે. નગેન્દ્ર પણ તેની શોધમાં રખડે છે. આખરે સૂર્યમુખી પાછી વળે છે. અને કુંદન તેમના સુખ માર્ગમાં કંટક ન બનતાં ઝેર ખાઈ મૃત્યુ પામે છે. આ પાત્રો સાથે કમલ ને દિનેશ, માયા ને દેવેન્દ્ર પણ પોતાની ભૂમિકા યોગ્ય રીતે ભજવતાં હોય છે.

આ વાર્તામાં કંઈક અદ્ભુત ઘટના છે, રહસ્ય છે, સ્ત્રી-પુરૂષનું પ્રેમાકર્ષણ છે, વેદના છે, યુવાનીનું મંથન પણ છે. અને સાથે સાથે ‘કરણી તેવી પાર ઉતરણી’ જેવો ધ્વની પણ મને તો લાગ્યો છે બાકી ઘણાય પ્રસંગો આપણાં સમાજ જીવનમાં રોજબરોજ બનતા હોય તેવા છે. વિશેષ તો વાચક પોતે જ વાંચીને નક્કી કરી લેશે.

પરપ્રાંતિય ભાષા હોવાથી અનુવાદ કરતાં સ્વ. બંકિમબાબુની આ વાર્તાના હાર્દને જો કંઈ અન્યાય થયો હોય તો દિલગીર છું.

અંતે કાગળની આવી સખ્ત મોંઘવારીમાં પણ આ પુસ્તક છપાવવાનું સાહસ કરતા પ્રકાશક બિરાદરોનો તો ઉપકાર કેમ જ ભૂલું ?

’૪૩

જવાહર નગર
એલિસબ્રીજ : અમદાવાદ.

લિ.
દિનેશ ઠાકોર

# ૧

નગેન્દ્રકુમાર જળમાર્ગે મુસાફરીએ જતા હતા. જેઠ મહિનો હતો. તોફાનની મોસમ હતી, એમની સ્ત્રી સૂર્યમુખીએ નીકળ-વાના સમયે તેમને સોગંદ આપીને કહ્યું હતું. " જો, જો, સંભાળીને જજો. હોડી સાવધાનીથી લઈ જજો. તોફાન થવાના સ્હેજ પણ ચિહ્ન જણાય તો હોડીને કિનારે લેવડાવી લેજો. આંધીને સમયે નાવ પર ન રહેશો." નગેન્દ્રે એ વાતો સ્વીકારીને જ જળપ્રયાણ આરંભ્યું હતું. જો નગેન્દ્રે એ વાતોમાં સ્હેજે આનાકાની કરી હોત તો સૂર્યમુખી તરફથી એને ભાગ્યે જ મુસાફરીએ નીકળવાની અનુમતિ મળત. નગેન્દ્રને કલકત્તા જવાનું આવશ્યક હતું. કેટલાંએ જરૂરી કાર્યો હતાં.

નગેન્દ્ર એક ધનવાન જમીનદાર છે. એમનું ઘર ગોવિન્દપુરમાં છે. જે જિલ્લામાં એમનું ગામ છે તે ન જણાવતાં તે જિલ્લાને આપણે હરિપુર નામે ઓળખીશું. નગેન્દ્રબાબુ યુવાન છે, તેમની ઉંમર આશરે ત્રીસ વર્ષની હશે.

નગેન્દ્રબાબુ પોતાની જ હોડીમાં મુસાફરીએ નીકળ્યા હતા. બે એક દિવસ તો ઘણી શાન્તિ ને સુખચેનમાં પસાર થયા. નદીનું મનોહર દશ્ય જોઇને તેમના હૃદયમાં અપૂર્વ આનંદનો અનુભવ થતો હતો, અવિરત ગતિથી નદીનો જળપ્રવાહ વહી રહ્યો છે. જળના

તરંગો લ્હેરાય છે. હોડી હવામાં નૃત્ય કરે છે, તાપમાં જાણે હસે છે ને સૂર્યના કિરણો સાથે રમત રમે છે.

નદીના કિનારા પર તથા તેની આસપાસના મેદાન પર ગામલોકો તથા બાળકો ગાયો ચરાવે છે. કોઇ વળી ઝાડ નીચે બેસીને ગીત ગાઈ રહ્યું છે, તો કોઈ તંબાકુ પી રહ્યું છે કોઈ અંદર અંદર લડી રહ્યું છે. તો કોઈ બેઠા બેઠા ચણા ખાય છે. કૃષિકારો હળ જોડી રહ્યા છે, ને બળદોને લલકારી રહ્યા છે. કોઈ બળદોને મનુષ્યથી વધુ બુદ્ધિશાળી સમજી તેને ગાળીપ્રદાન કરવાનું પણ ચૂકતા નથી. કોઈ કોઈ વાર રોજી પર આવેલા મજૂરોને પણ એ ગાલિપ્રદાનો થોડા અંશે સાંભળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે. ઘાટ પર કેડમાં ગાગર, હાથમાં ફાટેલ તૂટેલ લૂગડાંનો કકડો, ગળામાં ચાંદીનું તાવીજ, હાથમાં પિત્તળની બંગડીઓ, બે એક મહિનાથી મેલી થએલી સાડી પહેરેલી જોગીના જટિયાં સમ વાળવાળી સ્ત્રીઓ બેઠેલી દૃષ્ટિગોચર થાય છે. કોઈ સ્ત્રી માટીથી માથું ચોળે છે તો કોઈ બચ્ચાંને ધમકાવે છે, કોઈ અપરિચિત પડોશણ સાથે નકામી તકરારો કરે છે. તો કોઈ કપડાં ધોવે છે. કોઈ કોઈ સારા ગામના કિનારા પર ગ્રામ્ય-સુંદરીઓ પોતાના રૂપથી ઘાટને શોભાવે છે. કોઈ વૃદ્ધા સાંભળનારની મરજી હોય કે ન હોય તો પણ તેનું ભાષણ આપે જ જાય છે. પ્રૌઢાઓ શિવજીની પૂજા કરે છે, અને યુવતીઓ પોતાનું મોં ઘૂંઘટપટમાં છૂપાવીને પાણીમાં ડૂબકી મારી રહી છે. બાળકો પાણીમાં કૂદાકૂદ કરે છે, ને ધોંધાટ મચાવે છે. બાળકો કોઈ વખત તરે છે, તો કોઈ વખત ડૂબકીઓ મારવાનું પણ ચૂકતા નથી. કોઈ વખત જળપ્રવાહમાં વહેતાં ફૂલ પકડવા દોડે છે, તો કોઈ વખત પાણીમાં હાથ અફાળી કોઈ ઉપર પાણી પણ ઉરાડે છે, કોઈ તોફાની બાળક ધ્યાનમગ્ન સ્ત્રી આગળથી માટીનું શિવલિંગ ઉઠાવીને પણ દોડી જાય છે. બ્રાહ્મણોમાંથી કોઈ સંધ્યા-પૂજા કરે છે, તો કોઈ શ્લોકો ભણે છે, કોઈ ઘાટ પર બેસીને પોતાના ઇષ્ટદેવતાનું ધ્યાન ધરે છે; અને વચ્ચે વચ્ચે સિફતથી,

સ્નાન કરતી યુવતીઓ તરફ પણ દૃષ્ટિ ફેંકી લેવાનું ચૂકતા નથી. આકાશમાં ધવલરંગી વાદળાં ગરમીથી તપીને જાણે છાયાની શોધમાં દોડતાં હોય એવો ભાસ થાય છે, અને એ વાદળાં નીચે કાળા બિંદુ સમ પક્ષીઓ ઉડે છે. નાળિયેરીના વૃક્ષ પર શકરેબાજ રાજમંત્રીની માફક બેસીને ચોતરફ શિકારી દૃષ્ટિ ફેંકે છે. ગરીબ બિચારાં બગલાં કાદવમાં ખોરાક શોધે છે. કોઈ પક્ષી પાણીમાં ડૂબકી મારે છે તો કોઈ અહીં તહીં ઉડી રહ્યાં છે.

નગેન્દ્રના એક બે દિવસ જળમાર્ગની મુસાફરીમાં આનંદથી વ્યતિત થયા, પણ એક દિવસ એ આનંદમાં કાળી વાદળી આવી ચઢી. સમગ્ર ગગન કાળા વાદળથી ગોરંભાયું. નદીનું સ્વચ્છ જળ શ્યામ દીસવા લાગ્યું વૃક્ષો પર શ્યામળતા છવાઈ ગઈ. બગલા આકાશમાં ઉડવા લાગ્યા. નદી શાન્ત દેખાવા લાગી. તોફાનના આગમનના સ્પષ્ટ ચિહ્નો જોઈ નગેન્દ્રે ખલાસીઓને કહ્યું: "હોડીને કિનારે લઈ લો." આ સમયે રહેમતખાં ખલાસી નમાજ પઢી રહ્યો હતો, એથી એ અનુત્તર રહ્યો. એણે ખલાસીનું કામ આ પૂર્વે કદી પણ કર્યું ન હતું. તેના દાદાની માસીનો છોકરો કોઈ વહાણનો કપ્તાન હતો. એ ઘમંડ પર એણે કપ્તાનપદ સ્વીકાર્યું હતું, પણ આંધી અને તોફાનનો સામનો કરવાનો અવસર તેના જીવનમાં આજ પ્રથમ જ હતો. નમાજ પૂરી થયા પછી તેણે કહ્યું: "હજુર, શાની બીક છે? આપ બેફિકર રહો." રહેમતખાં આટલી હિંમત રાખતા હતા તેનું કારણ હોડી કિનારાની તદ્દન જ પાસે હતી. હોડી થોડીજ વારમાં કિનારે આવી પહોંચી, ખલાસીઓએ ઉતરીને હોડીને ખૂંટા સાથે બાંધી દીધી.

જાણે દેવોને રહેમતખાં સાથે પૂર્વ ભવનું વેર કેમ ન હોય તેમ આંધી જોરથી આવી. પહેલાં આંધી આવી, તે થોડી વાર વૃક્ષો સાથે મલ્લયુદ્ધ કરી તેની સહાયિકા વૃષ્ટિને બોલાવી લાવી, એ બે જણે

મળીને ખૂબ જ ઉત્પાત મચાવવાનો આરંભ કર્યો. હવાના જોરથી વરસાદનું પાણી જ્યાં ત્યાં ઉડવા લાગ્યું. કેટલાંયે વૃક્ષો જડમૂળમાંથી ઉખડી ગયાં. કેટલાંયે વૃક્ષોની ડાળો તૂટવાથી અપંગ બની ગયાં. લતાઓ છિન્ન ભિન્ન થઈ ગઈ, પુષ્પો પર આફત આવી, અને નદીનું પાણી જોરથી ઉછળવા લાગ્યું. પવને પણ કપ્તાન રહેમતખાંની શરમ ન રાખી ને તેમની ટોપી ઉરાડીને ગૂમ કરી દીધી, અને વરસાદનું પાણી તેમની દાઢી પર પડવાથી દાઢીના વાળમાંથી પાણી 'ટપક–ટપક' ટપકવા માંડ્યું. નગેન્દ્રની હોડીએ લંગર નાંખ્યું અને નોકરો સર સામાનને વ્યવસ્થિત કરવા લાગ્યા.

નગેન્દ્ર મોટા સંકટમાં સપડાયો. આંધીના ડરથી જો તે હોડી પરથી નીચે ઉતરે તો ખલાસીઓ તેને ડરપોક માને અને જો ન ઉતરે તો સૂર્યમૂખીએ આપેલા શપથ એળે જાય. શું કરવું એ વિચારમાં નગેન્દ્ર હતો ત્યાં તો રહેમતખાંએ આવીને કહ્યું: "હજુર, દોરડું જૂનું છે, કોણ જાણે શુંયે થાય? આંધીનું તોફાન તો વધતું જ જાય છે. આપ નાવ પરથી ઉતરી જાવ એજ સલામત છે." નગેન્દ્ર નાવ પરથી નીચે ઉતરી ગયો.

નદી કિનારે કોઈની પણ સહાય વગર આંધીને વરસાદમાં ઊભા રહેવું એ શક્તિ બહારનું કાર્ય હતું. સંધ્યા સમય થઈ ગયો.

આંધીનો વેગ હજી ઓછો થયો નહતો, આથી રાતના સમગ્રે આશ્રયસ્થાન શોધવું એજ ઉચિત છે એમ સમજી નગેન્દ્ર ગામ તરફ ચાલ્યો. નદી તરફથી ગામ કંઈક આઘું હતું, તો પણ વરસાદને લીધે કાદવ કીચ્ચડવાળા રસ્તે પગે ચાલતાં તેને જવું પડ્યું, વરસાદ વરસતો બંધ થયો, આંધીનું પ્રાબલ્ય પણ ઓછું થયું, પણ હજી ગગન તો વાદળોથી ઘેરાયલું જ હતું, તેથી રાત્રે પણ વરસાદ વરસવાના ચિહ્ન જણાતાં હતાં.

આકાશ વાદળથી ઢંકાયેલું હતું તેથી સંધ્યા સમય ન હતો તો

પણ કાળી મેઘલી રાત જેવો અંધકાર જણાતો હતો, ગામ, ઘર, મેદાન, રસ્તા, નદી વગેરે બધું જ અંધકારમાં ડૂબી ગયું હતું. કોઈ વસ્તુ દેખાતી જ ન હતી.

વચમાં વચમાં વીજળીના ચમકારા થતા હતા. નવું પાણી આવવાથી દેડકાઓનો આજ મહોત્સવ જણાતો હતો.

તમરાંએ પણ આ મહોત્સવમાં પોતાની સહાનુભૂતિ પ્રગટ કરી જણાતી હતી, અને એ બંનેના ખુશાલીના ચિત્ર વિચિત્ર અવાજો જાણે ઓછા હોય તેમ વૃક્ષોના પાન પર વરસાદનાં ટીપાં પડવાનો અવાજ, વૃક્ષ નીચે પડેલાં પાન પર ઉપરથી પાણી પડવાનો અવાજ, ઝાડ પર બેઠેલાં પક્ષીઓની પાંખો પાણીથી ભીની થતાં તે પાણી દૂર કરવા થતો પાંખોનો ફડફડાટ, વગેરે અવાજો કર્ણપટે અથડાતા હતા, નગેન્દ્રને થોડે દૂર દીપકનો પ્રકાશ દેખાયો. પ્રકાશ જ્યાંથી આવતો હતો ત્યાં તે મહા મુશ્કેલીથી જઈ પહોંચ્યો. જઈને જોયું તો એક પુરાણી ઇમારતમાંથી એ પ્રકાશ આવતો હતો. ઘરનો દરવાજો ખુલ્લો હતો, નોકરને બહાર ઊભા રહેવાનું કહી નગેન્દ્ર અંદર પ્રવેશ્યો, મકાનની હાલત વિચિત્ર હતી.



## ૨

મકાન મોટું હતું પણ તેની હાલત શોચનીય હતી. પહેલી જ દૃષ્ટિએ માલૂમ પડતું હતું કે લક્ષ્મીએ એ ઘરમાંથી વિદાય લઈ લીધી છે. ઓરડાઓ બધા જર્જરિત અવસ્થામાં હતા, એકાદ જે સારો હતો તે પણ મનુષ્ય વિહોણો! કોઇ પણ માણસની હાજરી જણાતી ન હતી. ફક્ત ઘુવડ, ચીબરી, ઉંદર તથા જાત જાતના કીડા મંકોડાથી આખું ઘર ભરેલું હતું. સર્વત્ર અંધકાર હતો. ફક્ત એક જે ઓરડામાં એક દીપક ટમટમી રહ્યો હતો. એ ઓરડામાં નગેન્દ્રએ પ્રવેશ કર્યો, નગેન્દ્રે જોયું તો એ ઘરમાં મનુષ્યના જીવનોપયોગી કોઈ વસ્તુઓ તો હતી પણ તે ગરીબાઈથી ભરપૂર હતી, બે એક માટીના વાસણ, એક તૂટેલો ચૂલો, ત્રણ ચાર કાંસાને પિત્તળના વાસણો, એ સિવાય એ ઘરમાં બીજું કંઇ પણ ન હતું. દીવાલ કાળી હતી, ચોતરફ ઉંદરો ઘૂમી રહ્યા હતા, મંકોડાની હાજરી પણ નોંધપાત્ર હતી. એક તૂટેલા ખાટલા પર એક વૃદ્ધ સૂતો હતો, તેનો અંતિમ કાળ હવે આવી જ રહ્યો છે એમ સ્પષ્ટ જણાતું હતું. આંખ ઊંડી ઉતરી ગઈ છે, શ્વાસ જોરથી ચાલે છે, ને હોઠ કંપે છે. ખાટલા પાસે ઈંટ પર એક માટીના કોડિયામાં દીવો છે. એ કોડિયામાં તેલનો અભાવ છે, છતાંય એ દીપક બુઝાતો નથી એ આશ્ચર્ય છે. ખાટલા પર સૂતેલા વૃદ્ધના

જીવનદીપની પણ એજ દશા છે, એ ખાટલાની બાજુમાં એક બીજો પણ દેદીપ્યમાન દીપક હતો અને તે એક આનંદિત ને ઉજ્જવલ રૂપરાણી સમ બાલિકા ગાલે હાથ ટેકવી બેઠી હતી તે.

તેલ વગરના દીવાના આછા પ્રકાશને લીધે અથવા ઘરના વૃદ્ધને બાલિકાની ટૂંક સમયમાં થનારા વિયોગની ચિંતામાં કોઈએ નગેન્દ્રને જોયો નહિ. વૃદ્ધની અંતકાળની વાત નગેન્દ્ર દરવાજે ઊભો રહી સાંભળવા ઈંતિઝાર થયો. આટલા મોટા મકાનમાં પિતા પુત્રી સિવાય બીજું કોઈ જ ન હતું. આખું ઘર સૂનું પડ્યું હતું. એક દિવસ એવો હતો જ્યારે એની પાસે ધન–સંપત્તિ હતી, સ્વજન—પરિજન, દાસ–દાસી, બંધુ–બાંધવ બધાં જ હતાં. પણ ચંચળ લક્ષ્મીની કૃપાથી એક પછી એક બધાં જ જતાં રહ્યાં હતાં! અણુ કલ્પેલી દરિદ્રતાના દુઃખથી પુત્ર પુત્રીના કમળની માફક બીડાતાં મુખો જોઈ માતાએ સૌ પહેલાં કુટુંબમાંથી સદાને માટે આંખ મીંચી દીધી હતી. ચંદ્રનો અસ્ત થતાં તારાઓ પણ એક પછી એક વિદાય લે છે. માતાની આંખ સમાન ને પિતાની વૃદ્ધાવસ્થાની લાકડી સમાન એક પુત્ર જે બચ્યો હતો તે પણ પિતાની સામે જ સંસાર છોડીને વિદાય થયો. કોઈ ન રહ્યું. કેવળ દુઃખ ભોગવવા માટે વૃદ્ધ અને એની એક સુંદર પુત્રી રહ્યાં. એ બે જણુ એ નિર્જન આવાસમાં રહીને દિવસો પસાર કરવા લાગ્યાં. તેઓ બંને એક બીજાનાં વિસામો હતાં.

પુત્રીનું નામ કુંદન હતું. તેની લગ્નની ઉંમર થઈ ચૂકી હતી, પણ તે બુઢ્ઢા બાપની એક માત્ર જીવન અવલંબન હતી, તેથી તેને તેણે બીજાને હાથે સોંપી ન હતી. જ્યારે એના લગ્નનો વિચાર એના મનમાં આવતો ત્યારે તે ધીરજ ધરી થોડા દિવસ પછી લગ્ન કરવા મન વાળતો. 'કુંદનને વિદાય કરી ક્યાં રહું?' એ વાતના વિચારે જ એ અટકતો પણ સાથે સાથે એને તે વિચાર આવતો

ન હતો કે 'આ ફાની દુનિયાનો તે ત્યાગ કરશે ત્યારે કુંદનને કોની પાસે મૂકી જશે!' આજે અચાનક યમરાજ તેના ખાટલા પાસે આવી પહોંચ્યા હતા. કુંદન કાલે કયાં જશે? કોનું મુખ જોઈ ધીરજ ધારણ કરશે?

એ અણઉકેલ કોયડો વૃદ્ધના શ્વાસે શ્વાસે પ્રગટ થતો હતો. તેની અંધ આંખોમાંથી અશ્રુધારા નીકળતી હતી. અને આરસની પ્રતિમા સરખી તેર વર્ષની બાળા સ્થિર દષ્ટિથી પિતાની અંતઘડી નિહાળી રહી હતી, પોતાની વર્તમાન સ્થિતિને ભૂલીને, કાલે શું થશે એ વિચાર છોડીને સ્થિર દષ્ટિએ પરલોક પથિક પિતાના મુખને તાકી રહી હતી. જોત જોતામાં તો વૃદ્ધની જીભ ખેંચાઈ ગઈ ગળું કફથી ઘેરાઈ ગયું. શ્વાસ ધીમે ધીમે ચાલવા લાગ્યો. આંખો ફાટી ગઈ, વૃદ્ધનું પ્રાણપંખેરું દેહ પીંજરમાંથી ઉડી ગયું. ને દુ:ખી સળગતા સંસારને છોડીને તે વૃદ્ધના જીવાત્માનો ઉદ્ધાર થઈ ગયો. એ સૂના ઓરડામાં દીવાના ઝાંખા અજવાળામાં કુંદન એકલી તેના પિતાના મૃત શરીરની પાસે બેસી રહી. આકાશ વાદળથી ઘેરાયેલું હોવાથી રાત બહુ જ અંધારી હતી, અને હજી પણ વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. વૃક્ષોના પાન પર પડતા વરસાદના ટીપાંનો 'ટપક ટપક' અવાજ સંભળાતો હતો. વચ્ચે વચ્ચે પવનના સૂસવાટાથી ઓરડાના ભાંગેલા બારણાં ખટ-ખટ હલી ઉઠતાં હતાં.

વૃદ્ધનો જીવન દીપક પણ બુઝાયો ને એ સાથે સાથે એ ઓરડામાં જે દીપક હતો તેની પણ અંતિમ ઘડી આવી પહોંચી. છેલ્લી ઘડીએ વધુ તે પ્રકાશવાન થઈ 'ફક' કરતોક ને તે બુઝાઈ ગયો.

નગેન્દ્ર એ આકસ્મિક ઘટના જોઈ પગનો અવાજ ન થાય એ રીતે ઘરની બહાર નીકળી ગયો.

●

રજ ૭૫૯

## ૩

અડધી રાત્રીનો સમય છે, ભાંગ્યા તૂટચા મોટા મકાનમાં ફક્ત કુંદન અને તેના મૃત પિતાનું શરીર પડેલું છે. કુંદન બોલી: "બાપુજી!"

પણ તેના બાપુજી તો આ સંસાર છોડી ક્યારનાય વિદાય થઈ ગયા હતા. તેને કોણ ઉત્તર આપે? કુંદનને લાગ્યું કે કદાચ બાપુજી સૂઈ ગયા હશે. વળી બીજો પણ વિચાર આવ્યો કે મરી તો નહિ ગયા હોય? તે કાંઈ પણ નક્કી ન કરી શકી. કદાચ જો ઊંઘી જ ગયા હોય તો બૂમ પાડવાથી તેમની નિદ્રામાં ખલેલ પડે એમ વિચારી કુંદને પુનઃ બૂમ ના પાડી. હાથમાં પંખો લઈ મૃત શરીરને પંખો નાંખવા લાગી. આખરે તેને લાગ્યું કે તેના બાપુજી મરી તો નથી જ ગયા પણ ઊંઘી ગયા છે, કારણ કે મૃત્યુ એ નામ સાંભળીને જ કુંદન અધીર બનતી હતી. દિનરાતની ચાકરી ને ઉજાગરાથી કુંદનના હાથમાં પંખો એમનો એમ રહી ગયો ને તે ઊંઘી ગઈ.

કુંદનને એક સ્વપ્ન આવ્યું. તેણે જોયું કે ચાંદની રાત છે, આકાશ સ્વચ્છ છે, આકાશમાં ચંદ્ર મંડળ ખૂબ જ મોટું જણાય છે. આવું મોટું ચંદ્રમંડળ કદી પણ તેણે જિંદગીમાં જોયું ન હતું. તે ઘણું જ દેદીપ્યમાન ને આંખોને મુગ્ધ કરે એવું હતું, આવા મોટા ચંદ્રમંડળમાં ચંદ્રનો કાંઈ પત્તો જ લાગતો ન હતો. કુંદને તે

પ્રકાશમંડળની વચમાં એક અપૂર્વ જ્યોતિર્મય દિવ્ય મૂર્તિ ભાળી. તે તેજોમયી મૂર્તિ ધીમે ધીમે ચંદ્રમંડળની સાથે સાથે નીચે ઉતરી રહી હતી. ધીમે ધીમે તે કુંદનના માથા ઉપર આવી. તે મંડળના મધ્ય ભાગમાં સુંદર રત્નાલંકાર પહેરેલી એક સ્ત્રીની મૂર્તિ કુંદનને સ્પષ્ટ જણાઈ, તેનો ચ્હેરો દયાળુ દીસતો હતો. હોઠ પર મધુર સુહાસ્ય હતું. કુંદન પહેલાં તો ડરી ગઈ પણ પછી તુરત જ તે ઓળખી ગઇ કે આવનાર મૂર્તિ તેની મૃતમાતા હતી. તે જ્યોતિર્મયી મૂર્તિએ ખૂબ જ વ્હાલથી કુંદનને ધરતી પરથી ઉઠાડીને હૈયે ચાંપી. માત વિહોણી કુંદન પણ ઘણા સમયે 'મા' શબ્દ ઉચ્ચારી ધન્ય બની. આવનાર દેવી કુંદનને ચુંબન કરીને બોલી "દીકરી, તું બહુ જ દુઃખ ભોગવી રહી છું. અને હું જાણું છું કે હજીય તારા નસીબમાં ઘણું દુઃખ ભોગવવાનું સર્જાયું છે. તારો બાલ્યકાળ, પુષ્પથી પણ વધુ કોમળ તારું આ શરીર, કપરાં કષ્ટો કેમ સહન કરશે? તેથી તું અહીં ન રહે પૃથ્વીને છોડીને તું મારી સાથે ચાલ."

કુંદને પૂછ્યું: "ક્યાં જઇશું?"

તેની માતા, નક્ષત્રલોક તરફ અંગુલી નિર્દેશ કરી બોલી: "ત્યાં."

કુંદને દૂર દૂર નક્ષત્રલોક તરફ મીટ માંડી કહ્યું: "મારામાં એટલે દૂર જવાનું સામર્થ્ય નથી."

આ સાંભળી તેની મા ઉદાસ થઇ, તેના મુખ પર અપ્રસન્નતાનો ભાવ જણાયો, તેણે કહ્યું: "કુંદન! તારી ઇચ્છામાં આવે તેમ કર. મારી સાથે આવવામાં જ તારું સુખ સમાયેલું છે. હમણાં તું જ્યાં આવવા ડરે છે ત્યાં આવવા માટે એક દિન તું ચોધાર આંસુએ રડીશ. તને નહિ આવવાનો પસ્તાવો થશે. હજી પણ એક વાર આપણું મિલન થશે. જ્યારે તું માનસિક દુઃખથી વ્યાકુળ બની ધરતી પર પડી મારું સ્મરણ કરશે ને મારી પાસે આવવા માટે રુદન કરશે ત્યારે પુનઃ મારું દર્શન થશે. ત્યારે તું મારી સાથે આવજે. હું આકાશમાં

જે તરફ આંગળી ચીંધું છું તે તરફ તું જો, ત્યાં તને બે વ્યક્તિઓ દેખાશે. એ બે વ્યક્તિઓ જ આ સંસારમાં તારા સુખ-દુઃખના નિમિત્ત બનશે. એ બંનેનો તું ત્યાગ કરજે. તેઓ જે માર્ગે તને જવા કહે તે માર્ગે ના જઈશ."

માએ આકાશ તરફ એક આંગળી ચીંધી. કુંદને ભૂરા ભૂમંડળમાં એક અત્યંત સુંદર પુરુષની મૂર્તિ જોઈ. તેનું ભવ્ય રૂપ જોઈ તે તેનું બૂરું કરશે એવો માતાના કથનનો તેને વિશ્વાસ ન આવ્યો. ધીરે ધીરે એ મૂર્તિ આકાશમાંથી અદશ્ય થતાં કુંદનને તેની માતાએ કહ્યું: "તેનું મનોહર રૂપ જોઈ ભોળવાઇ જઇશ નહિ. એ ધનવાન ને રૂપવાન જ તારા અમંળનું કારણ થશે. અને તેથી જ એને વિષધર સમજી તેનો ત્યાગ કરજે." સ્વર્ગીય માતા ફરી આંગળી ચીંધી કુંદનને ત્યાં જોવા જણાવ્યું.

કુંદને આ વખત પુરુષને બદલે એક સ્ત્રીની મૂર્તિ જોઇ, તેને જોઇને કુંદન ભયભીત ન બની. માએ કહ્યું: "આ મોટા મોટા નયનવાળી શ્યામાંગી સ્ત્રી રૂપમાં રાક્ષસણી છે. તેનાથી હર હંમેશ દૂર રહે જે."

જોત જોતામાં તો આકાશ અંધકારમય થઈ ગયું. મોટું ચંદ્ર-મંડળ આકાશમાં છૂપાઈ ગયું અને તેની સાથે સાથે મંડળ મધ્યવર્તિની તે જ્યોતિર્મયી દેવી પણ અદશ્ય થઇ ગઇ. કુંદન ચમકીને જાગી ગઇ.

૪

નગેન્દ્ર કુંદનને મૃત શરીરની પાસે એકલી છોડીને ગામમાં ગયો. તે ગામનું નામ ચકમકપુર હતું. નગેન્દ્રના આગ્રહથી ગામના બે પાંચ ભલા માણસો ભેગા થઈ મૃત શરીરને અગ્નિસંસ્કાર દેવા સ્મશાન લઈ જવા તૈયાર થયા. એક પડોશણ કુંદનને દિલાસો આપવા રોકાઈ. કુંદને જ્યારે જોયું કે આવનાર લોકો તેના પિતાને સ્મશાને લઈ જવાની તૈયારી કરી રહ્યા છે ત્યારે જ જાણે કુંદનને ખાત્રી થઈ કે તેના પિતા સાચે જ મૃત્યુ પામ્યા છે. તેથી તે છાતીફાટ રડવા લાગી.

હજી ઉષા અવનીને અજવાળવા આવી ન હતી. દિલાસો આપવા આવેલી પડોશણ તેને ઘેર ગઈ ને તેની છોકરી ચંપાને કુંદન પાસે મોકલી. ચંપા કુંદનની સમાન વયની સખી હતી. તે આવીને કુંદન સાથે ઇધરઉધરની વાતો કરી તેનું દુઃખ ભૂલાવવા કોશિશ કરવા લાગી. પણ જ્યારે તેણે જોયું કે કુંદન તેની એક પણ વાત ધ્યાનથી સાંભળતી નથી, પણ રડ્યા કરે છે ને ક્વચિત્ ક્વચિત્ આકાશ તરફ મીટ માંડી રહે છે ત્યારે તેણે કુતૂહલથી પૂછ્યું: "કુંદન, તું વારંવાર આકાશ તરફ કેમ જોયા કરે છે?"

કુંદને કહ્યું: "મારી બા કાલે આકાશથી ઉતરીને આવી હતી, તેણે મને પોતાની સાથે આવવા કહ્યું. કોણ જાણે મને શું થયું કે

કું ડરી ગઇ ને બાની સાથે ગઇ નહિ. હવે હું એ વિચારી રહી છું કે હું એની સાથે ચાલી જાઉં અને તેથી જ હું વારંવાર આકાશ તરફ જોઉં છું."

"તું તો ગાંડી છે. મરેલા માણુસ તે શું પાછા આવતા હશે?"

કુંદને સ્વપ્નાનો સર્વ વૃત્તાંત ચંપાને કહી સંભળાવ્યો. એ સાંભળીને ચંપા નવાઈ પામી બોલી: "આકાશમાં તેં જે સ્ત્રી અને પુરુષની મૂર્તિ જોઇ હતી તેને તું ઓળખે છે?"

"ના, મેં કદી પણ એમને જોયા જ નથી. તો પછી ઓળખવાની તો વાત જ કયાં? એના જેવો બીજો કોઈ સુંદર પુરુષ આજસુધી મારા જોવામાં કોઇ આવ્યો નથી."

નગેન્દ્રએ સવારે ગામના લોકોને ભેગા કરી કહ્યું: "મરણ પામેલા વૃદ્ધની બેટીનું શું થશે? તે કયાં જશે? તેનું ભરણપોષણ કોણ કરશે? તેનું કોઇ સગું વહાલું છે કે નહિ?" તેના જવાબમાં બધા તરફથી એક જ ઉત્તર મળ્યો અને તે-"તેને રહેવા માટે કોઇ સ્થાન નથી, તેનું કોઇ સગુંવહાલું નથી" નગેન્દ્રએ છેવટે એમ પણ કહ્યું: "તો કોઇ તમારામાંથી આ છોકરી સાથે લગ્ન કરવા તૈયાર થાય છે? લગ્નમાં જે ખર્ચ થશે તે આપવા હું તૈયાર છું. લગ્ન પહેલાં જેટલા દિવસ તે તમારા ઘરમાં રહેશે તેના ભરણ-પોષણનું ખર્ચ પણ હું આપીશ."

નગેન્દ્રએ જો તે જ સમયે ગજવામાંથી નગદ નારાયણનું દર્શન કરાવ્યું હોત તો તેના બોલ પર લોકોને વિશ્વાસ આવત. અને કદાચ કોઇ રૂપિયાની લાલચે પહેલાં હા પાડી પાછીથી કુંદનને ઘર બહાર કહાડી મૂકતાં કોણ અટકાવનાર હતું? પણ નગેન્દ્ર વ્યવહારુ માણુસ હતો તેથી નગદ નારાયણનું દર્શન ન થતાં લોકોને નગેન્દ્રના શબ્દમાં વિશ્વાસ બેઠો નહિ.

નગેન્દ્રને નિરુપાય જોઇ એક માણસે કહ્યું: "કલકત્તામાં શ્યામબજારમાં તેની માસીનું ઘર છે. વિનોદ ઘોષ તેના માસા છે. તમે કલકત્તા જઇ રહ્યા છો તો તમારી સાથે એને ત્યાં લઇ જાઓ ને ત્યાં મૂકી દેજો.

તમે આટલો ઉપકાર કર્યો છે તો જરા વધુ તસ્દી લો, જેથી એ બિચારીનું ભવિષ્ય સુધરે."

નગેન્દ્રએ એ વાત સ્વીકારી અને કુંદનને એ વાત પૂછવા માટે બોલાવી. ચંપા કુંદનને બોલાવી લાવી.

નગેન્દ્રને દૂરથી જ જોઇને કુંદન ઊભી રહી. તે આગળ કદમ ન ઉઠાવી શકી. જાણે એના પગમાં જંજીરો ન પડી હોય! તે આશ્ચર્યભરી દૃષ્ટિથી નગેન્દ્રને જોવા લાગી.

ચંપાએ પૂછ્યું: "કેમ? કેમ ઊભી રહી?"

કુંદને અંગુલી નિર્દેશ કરી કહ્યું: "તે તે જ છે."

"તે કોણ?"

"બાએ જેની મૂર્તિ કાલે રાત્રે આકાશમાં બતાવી હતી તે!"

આ શબ્દો જ્યારે ચંપાએ સાંભળ્યા ત્યારે તે પણ વિસ્મય પામી શંકાશીલ બની ઊભી રહી. એ બંનેને આગળ વધતાં અટકેલાં જોઇ નગેન્દ્ર ઊઠીને તેમની પાસે ગયો. અને કુંદનને બધી વાત સમજાવીને કહી. કુંદન કંઇ પણ પ્રત્યુત્તર ન આપી શકી, પણ નગેન્દ્ર તરફ આશ્ચર્યભરી દૃષ્ટિથી આંખનો એક પણ પલકારો માર્યા સિવાય જોઇ જ રહી.

●

## ૫

આખરે નિરુપાય થઈને કુંદનને નગેન્દ્રની સાથે જવું પડયું. નગેન્દ્ર તેને કલકત્તા તેડી ગયો, ત્યાં પહોંચતાં જ કુંદનના માસા વિનોદ ઘોષની બહુ શોધ કરી. શ્યામબજારમાં વિનોદ ઘોષ નામની કોઈ વ્યક્તિ ન મળી. એક કોઈ વિનોદદાસ નામની વ્યક્તિ મળી પણ તેણે કુંદનના સંબંધનો અસ્વીકાર કર્યો, આથી કુંદનના ભવિષ્યની ચિંતા નગેન્દ્રને માથે આવી પડી.

નગેન્દ્રને એક સગી બહેન હતી. તે નગેન્દ્રથી ઉંમરમાં નાની હતી. તેનું નામ કમલમુખી હતું. તેનું સાસરું કલકત્તામાં હતું. તેના પતિનું નામ દિનેશચંદ્ર હતું.

તે ઘણી પૈસાપાત્ર વ્યક્તિ હતી. નગેન્દ્રની સાથે તેને આ સંબંધ ઉપરાંત મિત્રાચારી પણ હતી. કુંદનને નગેન્દ્ર તેને ઘેર લઈ ગયો. કમલને બોલાવીને કુંદનનો વિશેષ પરિચય કરાવ્યો.

કમલની ઉંમર તે સમયે અઢાર વર્ષની હતી. તેનો ચહેરો નગેન્દ્રના ચહેરાને લગભગ મળતો આવતો હતો. ભાઈ–બહેન બંને દેખાવડાં હતાં. કમલ ભણેલી ગણેલી પણ હતી. નગેન્દ્રના પિતાએ કમલ તેમજ સૂર્યમુખીને એક અંગ્રેજ અધ્યાપિકા રાખીને શિક્ષણ

આપવા ખૂબ જ યત્ન કર્યો હતો. કમલની સાસુ જીવતી હતી પણ તે દિનેશના દાદાને ત્યાં રહેતી હતી. કલકત્તામાં તો કમલજ ઘરની મુખ્ય સ્ત્રી હતી.

નગેન્દ્રએ કુંદનનો પરિચય આપીને કહ્યું: "જો તમે એને રાખવાની ના પાડો તો એને માટે બીજું કોઈ આશ્રયસ્થાન નથી. જ્યારે હું જઈશ ત્યારે એને ગોવિંદપુર લેતો જઈશ."

કમલ એક કોમળ હૃદયની રમણી હતી. નગેન્દ્ર ત્યાંથી ઉઠયો કે તુરતજ કુંદનને ઊંચકીને તે ત્યાંથી દોડી. એક ટબમાં ગરમ પાણી હતું તેમાં જઈને તેને મૂકી દીધી. કુંદન તો આ ઓચિંતા બનાવથી ખૂબ જ ગભરાઈ ગઈ, કમલ હસતી હસતી એક સુગંધીદાર સાબુ લાવીને સ્વહસ્તે સાબુ ઘસીને તેને નવડાવવા લાગી. શેઠાણીને સાબુ લગાડતાં ને નવડાવતાં જોઈ એક દાસી દોડતી આવીને કહ્યું: "હું સાબુ ચોળું છું, તમે શું કામ મહેનત લો છો?" પણ કમલે તે દાસીના અંગ પર ગરમ પાણી નાંખી તેને નસાડી મૂકી.

કમલે કુંદનને સારી રીતે સ્નાન કરાવ્યું, ને સફેદ સાડી પહેરાવી. માથામાં સુગંધીદાર તેલ નાંખી, થોડા ઘરેલાં પહેરાવી કુંદનને કહ્યું: "જા, હવે જઈને ભાઈને પ્રણામ કરી આવ, પણ જોજે, ભૂલથી ત્યાં બીજા બેઠા છે એમને ભાઈ સમજીને પ્રણામ ના કરીશ, નહિ તો એ તને જોતાંજ તારી સાથે લગ્ન કરવા તૈયાર થઈ જશે."

નગેન્દ્રએ કુંદનની બધી જ હકીકત પત્ર દ્વારા સૂર્યમુખીને જણાવી. હરદેવ નામનો એક નગેન્દ્રનો જીગરજાન મિત્ર દૂર દેશમાં રહેતો હતો, તેને પણ પત્ર લખતાં નગેન્દ્રએ જણાવ્યું કે—

"કહે જોઈએ, સ્ત્રી વધુમાં વધુ સુંદર કયી ઉંમરમાં દેખાય છે? તું કહીશ કે ચાળીશ વર્ષ બાદ. કારણ કે તારી પત્ની બેંતાળીસ તેંતાળીસ વર્ષની છે. કુંદન નામની જે છોકરીનો ઉલ્લેખ મેં તને

આગળ કર્યો છે તેની ઉંમર હાલ તેર વર્ષની છે, તેને જોતાં એમ લાગે છે કે સ્ત્રીની એજ ઉંમરે સુંદરતાનો સાક્ષાત્કાર થાય છે. યુવાનીના આગમન પહેલાં સ્ત્રીમાં જે માધુર્ય અને સરળતા દૃષ્ટિએ પડે છે તે પછી રહેતી નથી. કુંદનમાં હમણાં એજ સરળતાનો ચમત્કાર છે, તે કાંઇજ નથી સમજતી. છેક ભોળી છે. તે રસ્તા પર છોકરાઓ સાથે રમવા દોડી જાય છે, પણ તેને રોકતાં તે તુરત જ ડરીને પાછી ફરે છે. કમલ તેને લખતાં-વાંચતાં શિખવાડે છે, તે કહે છે કે કુંદનની બુદ્ધિ ભણવામાં ઘણી તીવ્ર છે. જો એને કંઈ પણ કહીએ તો આંખમાં એકદમ આંસુ આવે છે, અને એ અશ્રુપૂર્ણ નેત્રથી કતરાતી દૃષ્ટિએ મારા તરફ કંઈ પણ બોલ્યા વગર જોયા કરે છે, મને એના એ નેત્રો જોઈ ઘણી દયા આવે છે. આ જોઈ તેને સમજાવવાનું કે કહેવાનું સાહસ હું કરી શકતો નથી, તું આ સહનશીલતાની વાત વાંચી મારો ઉપહાસ કરીશ કારણ કે માંદગીને કારણે તારા વાળ સફેદ થઈ ગયા છે એટલે પ્રૌઢ તરીકે હસવાનો તને હક્ક છે, પણ તને ય જો એ બે વિશાળ નેત્રોની સામે ખડા થવાનો અવસર પ્રાપ્ત થાય તો તારી પણ સહનશીલતાની કસોટી થઈ જાય, એ બંને નેત્રો કેવા મનોહર છે તેનો હું હજી સુધી નિશ્ચય કરી શક્યો નથી. એ હર હંમેશ જુદે જુદે રૂપેજ મને દેખાય છે, તેની વિલક્ષણતા પળે પળે બદલાય છે, તે જોતાં તે જાણે આ દુનિયામાં રહેવા સર્જાઈ હોય એમ લાગતું નથી. સંસારિક પદાર્થો તે નેત્રોથી જોવા ચાહતી નથી, તે હરહંમેશ આકાશ તરફ મીટ માંડી શું જોઈ રહે છે તે સમજાતું નથી. કુંદન એક અનુપમ સુંદરી છે, અનેક સુંદર સ્ત્રીઓ સાથે તેના ચહેરાની તુલના કરતાં કોઇમાં કદાચ સ્હેજ સ્હાજે ખોડ નીકળે પણ કુંદનમાં ખોડ કાઢવા જેવું કંઇએ નજરે નથી ચડતું. મેં આજ સુધી આવી સુંદર બાલિકા કદી પણ જોઇ નથી.

તેનું શરીર પંચ મહાભૂતમાંથી ઘડાયું હોય એવું લાગતું નથી.

વિધાતાએ જાણે ચંદ્રના કિરણોને પુષ્પોની સૌરભ લઈને ન ઘડયું હોય એમ ભાસે છે. તેની સુંદરતાનું વર્ણન મારે કયા શબ્દો દ્વારા કરવું એજ મને તો સમજાતું નથી.

નગેન્દ્રએ સૂર્યમુખીને જે પત્ર લખ્યો હતો તેનો થોડા દિવસ પછી પ્રત્યુત્તર મળ્યો. તેનો સારાંશ એ હતો કે—

"મેં આપનો એવો તે શો અપરાધ કર્યો છે તે સમજવામાં આવતું નથી. અગર જો તમારે કલકત્તામાં વધારે દિવસ રહેવું હોય તો હું ત્યાં શા માટે તમારી સેવા કરવા ન આવું?

એક બાલિકા મળતાં શું હું આપના સ્મૃતિપટ પરથી અદશ્ય થઈ ગઈ છું? તમારી આજ્ઞા મળવાની જ રાહ જોઉં છું. આજ્ઞા મળતાં જ ત્યાં આવી પહોંચીશ. આ સંસારમાં એવી ઘણીએ વસ્તુઓ છે કે જેનો યુવાવસ્થામાં જ સારો આદર થાય છે. કાચા નારિયેળનું પાણી કંડુ લાગે છે. સ્ત્રી જાતિનું પણ એમજ સમજવું, નહિ તો તેર વર્ષની બાલિકાનો પરિચય થતાં હું કેમ ભૂલાઉં? જેવું મારું નસીબ!

હવે મજાક-મશ્કરીની વાતો છોડી બીજી વાતો કરીએ. તમે એ છોકરીને કોઇને સોંપી તો નથી દીધીને? જો તમે એમ ના કર્યું હોય તો હું તેની તમારી પાસે માંગણી કરું છું. છોકરીની મારે જરૂર છે. તમને જે કાંઈ ચીજ મળે એના પર મારો અધિકાર છે, પણ આજકાલ હું જોઉં છું કે આપના પર આપની બહેનનો અધિકાર વધુ છે.

છોકરીની માંગણી મેં એટલા માટે કરી કે તારાચરણ સાથે તેનો વિવાહ કરવા વિચાર છે. તારાચરણ માટે કોઈ એક સારી છોકરીની હું શોધમાં છું તે તમે જાણો છો. વિધાતાએ એક સારી છોકરી ઝૂંટવી લીધી છે, તેથી મને નિરાશ ના કરશો. જો કમલ રજા આપે તો તમે આવો ત્યારે કુંદનને તમારી સાથે જરૂર લેતા

આવજો. હું જાણું છું કે કમલને કદાચ આથી માઠું પણ લાગશે. હું લગ્નના કામમાં તથા ઘરેણાં ઘડાવવાના કામમાં અત્યારથી જ લાગી ગઈ છું. તમે કલકત્તામાં હવે વધુ ન રોકાતાં સત્વર અહીં આવી જશો, પણ જો કુંદનની સાથે તમે પોતે જ લગ્ન કરવા ઇચ્છતા હો તો તે જણાવશો કે જેથી હું તમારે માટે જ સર્વ તૈયારી કરી રાખું."

સૂર્યમુખીના પત્રથી નગેન્દ્રને કમલ બંને સહમત થયા. નગેન્દ્રની સાથે કુંદનને પણ જવાનું નક્કી થયું, એ સાંભળી ત્યાંના સૌ લોક ખુશ થયા. કમલે પણ કુંદન માટે થોડા ઘરેણાં ઘડાવવા આપ્યા, પણ આ દુનિયામાં માનવ આંખ હોવા છતાંએ ભાવિના ભૂગર્ભમાં શું છે તે જાણી શકતો નથી, પણ થોડા વર્ષ પછી એક દિવસ નગેન્દ્ર તથા કમલે ધરતી પર માથું પટકી પટકીને કહ્યું કે કોણ જાણે કુંદનનો કયા કાળચોઘડીએ ભેટો થયો ! આ સમયે નગેન્દ્ર, કમલ અને સૂર્યમુખી રાજી તો થયાં પણ ભવિષ્યમાં તેમને એ માટે ખૂબ જ પસ્તાવાનું હતું.

નગેન્દ્રએ પુનઃ જળયાત્રા કુંદન સાથે ગોવિંદપુર જવા આરંભી.

કુંદન સ્વપ્નને વિસરી ચૂકી હતી. નગેન્દ્રની સાથે જતાં એકવાર તેને તે સ્વપ્ન યાદ આવ્યું હતું. કુંદનને નગેન્દ્રને દયાળુ ને ચારિત્ર્યશીલ જાણી અવિશ્વાસ રાખવાનું કારણ ન હતુ. પણ ભભકતી જ્વાળામાં પણ પતંગિયા સમ માનવો ધસી જાય છે એ જ્ઞાન તે સમયે કુંદનમાં ન હતું.



૬

કવિવર કાલીદાસને એક માલણ પુષ્પો પહોંચાડવા નિત્ય આવતી હતી. કાલીદાસ ગરીબ બ્રાહ્મણ હતા, તેથી પુષ્પોનું મૂલ્ય ચૂકવી શકતા નહિ. મૂલ્યને બદલે તે હર હંમેશ સ્વ-રચિત કાવ્ય તેને સંભળાવતા. એક દિવસ તે માલણના તળાવમાં એક સુંદર કમલ ખીલ્યું. માલણે તે લાવીને કાલીદાસને ભેટ ધર્યું. તેના પુરસ્કારમાં કવિવર તેને મેઘદૂત સંભળાવવા લાગ્યા. મેઘદૂત કાવ્યરસનો ભંડાર ગણાય છે, પણ એનો આરંભ નિરસ છે. તે સૌ કોઈ જાણે છે. માલણને તે સાંભળવું ન ગમ્યું તેથી તે ઊઠીને ચાલવા લાગી. આથી કવિએ તેને પૂછ્યું, "કેમ માલણ! તું જાય છે?"

"તમારી કવિતામાં રસ નથી."

"તું કદી સ્વર્ગે નહિ જાય!"

"કેમ?" માલણે આશ્ચર્યચકિત થતાં પૂછ્યું. કવિએ કહ્યું: "સ્વર્ગે જવા માટે લક્ષ યોજન લાંબી સીડીઓ ચઢવી પડે છે. મારું આ મેઘદૂત પણ કાવ્યરૂપી સ્વર્ગે પહોંચવા માટે સ્વર્ગ સીડી છે, જ્યારે તું આ સામાન્ય એક સીડો નથી ચઢી શકતી તો પછી તું લક્ષ યોજન લાંબી સીડી કેમ કરી ચઢી શકીશ?"

બ્રાહ્મણના શ્રાપથી કદાચ સ્વર્ગપ્રાપ્તિ ન થાય એ બીકે માલણે આખું મેઘદૂત સાંભળ્યું. આખું મેઘદૂત સાંભળીને તે ખૂબ પ્રસન્ન થઈ. બીજે દિવસે તે મદનમોહિની નામની એક વિચિત્ર માળા ગૂંથીને કવિને પહેરાવી ગઈ.

આ ઉપન્યાસ ન તો સ્વર્ગ છે કે ન તો લક્ષયોજનની સીડી છે, રસ પણ થોડો છે અને સીડી પણ નાની છે. આ નીરસ

પ્રકરણ પણ સ્વર્ગની પહેલી સીડી જેવી સીડી છે. માલણ જેવી બુદ્ધિવાળા વાંચકને આથી સાવધાન થવું કે રસ સરોવરમાં પ્રવેશવા માટે પ્રથમ આ પ્રકરણ જેવી નિરસ સીડી વટાવવી પડશે.

સૂર્યમુખીનું પિયર કૃષ્ણનગર હતું. તેના પિતા પન્નાલાલ એક સારા સ્વભાવના પુરુષ હતા, તે કલકત્તામાં કોઈ બેંકમાં કેશિયરનું કામ કરતા હતા. સૂર્યમુખી તેનું એક માત્ર સંતાન હતું. શ્યામા નામની એક વિધવા એમની જ્ઞાતિની હતી. તે પન્નાલાલના ઘરમાં રહી ઘરનું કામકાજ કરતી ને સૂર્યમુખીની બાળપણમાં સંભાળ રાખતી. શ્યામાને એક છોકરો હતો, તેનું નામ તારાચરણ તે સૂર્ય-મુખીની સમાન વયનો હતો. સૂર્યમુખી બાલ્યકાળમાં તેની સાથે ખેલતી. તે તારાચરણને ભાઈની માફક ગણતી.

શ્યામા સુંદર હતી અને એની એ સુંદરતાને લીધે જ તે ટૂંક સમયમાં જ એક મોટા સંકટમાં આવી પડી. ગામનો એક ચારિત્ર્યહીન ધનવાન તેને પન્નાલાલને ત્યાંથી ઉઠાવી ગયો, તે ક્યાં ગઈ તે કોઈ જાણી શક્યું નહિ. તે પુનઃ કદી કૃષ્ણનગરમાં ન દેખાઈ.

શ્યામા, તારાચરણને છોડીને ગઈ એટલે તારાચરણ પન્નાલાલના ઘરમાં રહ્યો. પન્નાલાલ ઘણા દયાળુ હતા. તેમણે એ અનાથ બાળકને સારી રીતે પાળી પોષીને ઘરનું કંઈ પણ કામકાજ ન કરાવતાં શિક્ષણ આપ્યું.

પછી સૂર્યમુખીનું લગ્ન થયું. લગ્ન થયા પછી થોડા વર્ષો બાદ તેના પિતા પરલોક પંથી થયા. તારાચરણે ત્યાં સુધી થોડો ઘણો અંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો પણ તેના જીવનનિર્વાહ માટે કામ-ધંધાનો કંઈ જોગ ખાતો ન હતો. પન્નાલાલના મૃત્યુ બાદ નિરાશ્રય તે સૂર્યમુખીની પાસે ગયો. સૂર્યમુખીએ નગેન્દ્ર પાસે ગામમાં એક પાઠશાળા સ્થપાવી, તે પાઠશાળામાં તારાચરણ શિક્ષક તરીકે નિમાયો. આજકાલ જેમ ખુલ્લા માથાવાળા ફેશનેબલ શિક્ષકો દષ્ટિએ પડે છે

તેમ તે સમયમાં ન હતું, અને આથી તારાચરણનો આદર એક ગ્રામદેવતાની માફક થવા લાગ્યો. તેણે "Citizen of the world" અને "Spectator" એ બે પુસ્તકો તથા રેખાગણિતના ત્રણ ભાગ વાંચ્યા હતા એવી વાત ગામમાં સર્વત્ર ફેલાઈ હતી. એની આ વિદ્યાથી દેવીપુર નિવાસી જમીનદાર દેવેન્દ્રબાબુના બ્રહ્મ સમાજમાં પણ તેને સ્થાન મળી ચૂકયું હતું, અને તેની ગણના તેના એક સભ્ય તરીકે પણ થતી હતી. તારાચરણ સમાજમાં વિધવા વિવાહ, સ્ત્રીશિક્ષણ, અને મૂર્તિપૂજાના વિરોધમાં લેખ લખીને દર સપ્તાહે સભામાં વાંચતો. કદી કદી એ વિષયો પર ભાષણો પણ આપતો હતો, તે કદી તત્ત્વબોધિનીમાંથી ઉતારો કરી લેતો અથવા શાળાના કોઈ શિક્ષક પાસે નિબંધ લખાવી લેતો. જ્યાં ત્યાં તે ભાષણ આપતો ફરતો કે "તમે સૌ લોક પત્થરની પૂજા કરવાનું છોડી દો. બાલ-વિધવાને પુનર્લગ્નની રજા આપો. છોકરીઓને શિક્ષણ આપો. શામાટે તેમને ઘર રૂપી પીંજરમાં પૂરાઈ રહેવું જોઇએ? સ્ત્રીઓને હરવા ફરવાની છૂટ આપો."

સ્ત્રીઓને છૂટ આપવાનું તો એ એટલા માટે ખાસ કહેતો હતો કે તેના ઘરમાં એક પણ સ્ત્રી ન હતી. હજી સુધી તેનું લગ્ન થયું ન હતું. સૂર્યમુખીએ તેનો વિવાહ કરાવવા બહુ બહુ પ્રયત્ન કર્યા પણ શ્યામાની વાત ગોવિંદપુરમાં ફેલાતાં કોઈ તારાચરણને કન્યા આપવા તૈયાર ન હતું. હલકા કુળની કન્યા મળતી હતી પણ સૂર્યમુખી તારાચરણને પોતાના સહોદર જેમ ગણતી હતી તેથી હલકા કુળની કન્યાને 'ભાભી' કહેતાં સંકોચાતી હતી, આથી તે કોઈ સારા કુળની કન્યાની શોધમાં હતી. આજ સમયે નગેન્દ્રના પત્રથી કુંદનનું રૂપ, ગુણ અને કુલીનતાની વાત જાણીને તારાચરણ સાથે કુંદનનો વિવાહ કરવાનું યોગ્ય ધાર્યું.



૭

કુંદન નગેન્દ્રની સાથે ગોવિંદપુર આવી. નગેન્દ્રનું મકાન જોઇને ચકિત થઇ ગઈ. આટલું મોટું મકાન પૂર્વે કદી પણ તેણે જોયું નહતું. તે મકાનના બહારના ભાગમાં ત્રણ ખંડ હતા. અને અંદર પણ એટલા જ હતા. અને તે ખંડ કેટલો મોટો ? જાણે એક મકાન જ જોઈ લ્યો. એ બધાના અગ્રભાગમાં એક મહેલ હતો. તેને લોઢાનો એક દરવાજો હતો. અને એ દરવાજામાંથી મહેલમાં પ્રવેશી શકાય એમ હતું. તેની આસપાસ લોઢાની સુંદર રેલીંગ હતી. દરવાજાથી મહેલ સુધી જે રસ્તો જતો હતો તે ખૂબ પહોળો તથા લાલ પત્થરથી જડેલો હતો. તેની બંને બાજુ જમીન પર ઉગેલી લીલી ઘાસ સુંદર દેખાતી હતી. તેની વચ્ચે વચ્ચે ગોળાકાર ક્યારાઓ હતા, તેમાં સુંદર પુષ્પો તથા ઝાડપાન ઉગેલાં હતાં. સામે એક મોટી બે મજલાની બેઠક હતી જેના ઉપર જવા માટે એક લોઢાની સીડી હતી. તે સીડી ખૂબ મોટી તથા ચિત્રિત હતી, ઓરડાની અંદર સંગેમર્મરની શોભા ઓર હતી. ત્યાં એક સિંહની મૂર્તિ હતી. તે નગેન્દ્રનો બેઠકનો ઓરડો હતો.

મહેલના સામેની ઉપવાટિકાની બંને તરફ પાકા મકાન છે. જેમાં એકમાં કચેરી છે અને બીજામાં નોકરોને રહેવાની જગા છે.

ફાટકની બંને તરફ દરવાન અને પહેરેગીરને રહેવાની જગા છે. ને પહેલા ઘરનું નામ 'કચેરી–ઘર' છે. તેની બાજુમાં 'પૂજા–ઘર' છે. પૂજા ઘરમાં એક તરફ દાલાન છે. ત્રણ તરફ મોટા ઓરડા છે. વચમાં ખૂબ લાંબુ પહોળું આંગણું છે. એ ખંડમાં કોઈ રહેતું નથી. પણ દેવીની પૂજાના ઉત્સવ સમયે ખૂબ ધામધૂમ થાય છે. આજ તો આંગણામાં ઘાસ ઉગી નીકળ્યું છે. હાલ તો તે સ્થળ કબૂતરોનું ક્રીડાસ્થાન બની ગયું છે. ત્યાં કોઈ ઝાડુ વાળવાની પણ તસ્દી નથી લેતું. ત્રણે તરફની ઓરડીઓ સરસામનથી ભરેલી છે ને તાળા લાગેલાં છે. તેની પાસે જ ઠાકુરવાડી છે. તે ઘણી રમણીય છે. પત્થરની દીવાલો પર વેલબુટ્ટા કોરેલાં છે. તેની સામે જગત્‌મોહન નાટ્યશાળા છે. તેની બાજુમાં અતિથિશાળા છે. ત્યાં લોકો પૂરતી સંખ્યામાં છે. ગળામાં માળા ને લલાટમાં તિલક સાથેનું પૂજારીઓનું જૂથ ને રસોઈઆ સૌ પોતપોતાના રંગમાં છે. કોઈ ફળફૂલ લાવે છે, કોઈ ઠાકોરજીને સ્નાન કરાવે છે, કોઈ ઘંટડી વગાડે છે, કોઈ ચંદન ઘસી રહ્યું છે, કોઈના હોઠ ફફડ્યા કરે છે, તો કોઈ રસોઈ બનાવી રહ્યું છે.

નોકરમાંથી કોઈ બળતણ માટે લાકડાં ચીરે છે, કોઈ પાણી ભરે છે, કોઈ ચોખા ધૂએ છે, કોઈ ચોક સાફ કરે છે, કોઈ મસાલા વાટવા માટે રસોઈઆથી ઝઘડો કરે છે. અતિથિશાળામાં આખા અંગે ભભૂતિ લાગાડેલા ને જટા વધારેલા સંન્યાસી સૂતેલા નજરે પડે છે. ગેરૂ રંગના વસ્ત્રો પરિધાન કરેલાને સફેદ દાઢી વધારેલા બ્રહ્મચારી રૂદ્રાક્ષની માળા હલાવતા નાગરીભાષામાં લખેલી ભગવત્‌ ગીતા વાંચતા દેખાય છે. કોઈ ઉદરપરાયણ 'સાધુ' ઘી ને લોટ બાબત ઝઘડો કરે છે, તો કોઈ વૈરાગી ગળામાં તુલસીની માળા ને કપાળમાં રામાનંદી તિલક કરી મૃદંગ પર ભગવાનનું ભજન કરે છે. એક તરફ સાધ્વીઓ ખંજરી પર પોતપોતાના અલગ અલગ સ્વરે

ગાઈ રહી છે. નાટયશાળામાં મહોલ્લાના કેટલાએ રખડેલ છોકરાઓ અંદરો અંદર લડાઈ–ઝઘડા, મારપીટ ને ગાળાગાળી કરે છે.

ત્રણ ખંડ બહાર હતા તેવા જ અંદર ત્રણ ખંડ હતા. કચેરી-ઘરની પાછળ જે મહેલ છે તે નગેન્દ્રને ખાસ રહેવાનો મહેલ છે. તેમાં ફક્ત નગેન્દ્ર, તેની પત્ની, અને તેના દાસદાસીઓ રહેતાં હતાં તેમજ નિત્યના વ્યવહારની વસ્તુઓ હતી, તે મકાન આધુનિક ઢબનું હતું. તે નગેન્દ્રએ પોતે બંધાવ્યું હતું. તેની રચના ઘણી મનોહર હતી. તેની બાજુમાં પૂજાગૃહની પાછળ એક હવેલી છે. તે પુરાતન કાળની છે. ને તેમાં મોટા પ્રમાણમાં સગાંવહાલાંનો દાવો કરતાં સ્ત્રીપુરુષો બાળકો સહિત રહેતાં હતાં. તે સૌ જેમ કાગડાઓ 'કા–કા–કા–કા' કરી અવાજ કરે છે તેમ દિનરાત ઠઠ્ઠા મશ્કરી નિંદા, બાળકોના રડવાનો અવાજ, 'પાણી લાવો–ધોતિયું લાવો–ભાત કેમ નથી રાંધ્યો ? છોકરો ખાતો નથી. દૂધ કયાં છે ? વગેરે ચિત્રવિચિત્ર અવાજોથી એ ખંડ ગાજ્યા કરતો. એ ખંડની બાજુમાં રસોડું હતું. ત્યાંનું દશ્ય તો કંઈ જ જુદા જ પ્રકારનું હતું. કોઈ રસોયણ ભાતની તપેલીની નીચેનો દેવતા સરખો કરતાં તેની પડોશણ સાથે પોતાના દીકરાના લગ્નની વાત કરે છે, તો કોઈ રસોયણ લીલા લાકડાને ફૂંકો મારતી મારતી લાકડા લાવનાર ગુમાસ્તા પર ખીજવાતી ખીજ-વાતી બબડે છે.

ગુમાસ્તો પૈસા બચાવવા જ લીલા લાકડા લાવ્યો હશે તેની અનેક દલીલો તે કરે છે. કોઇ તપેલા તેલમાં શાક વઘારે છે, તેની આંખો બંધ છે ને જીભ દાંતથી દબાવી છે કારણ કે ઉકળેલું તેલ તેના શરીર પર પડ્યું છે. બાઈઓમાંથી કોઇ કારેલાં, કોઈ વેગણ, કોઈ કોબીચ તો કોઈ બટાકા સમારી રહી છે. અને મહોલ્લા ભરની નિંદા કરી રહી છે. કોઇને જાણે આખી દુનિયાની ફિકર પડી હોય તેમ 'ગુલાબ બહુ નાની ઉંમરમાં વિધવા થઇ. ગિરિજાના વરને

બહુ સારી નોકરી મળી ગઈ, તે દરોગાનો ઉપરી બન્યો છે. ગુમાનીના છોકરા જેટલો બદમાશ છોકરો કોઇનોય નહિ હોય. ભગીરથ ગંગા લાવ્યા 'તા. સાંભળ્યું છે કે ભટ્ટાચાર્યની છોકરી શ્યામાનંદ પર પ્રાણ પાથરે છે.'

આવી સંબંધ અસંબંધ વાતો ચાલે છે. પુખ્ત ઉંમરની બાઇઓ વાંકી વળીને મસાલા વાટી રહી છે. વૃદ્ધ ઘડામાં પાણી ભરીને આવે છે. કોઠારમાં બાઇઓ, રસોઇઆને કોઠારણ વચ્ચે તુમુલ સંગ્રામ મચ્યો છે. કોઠારણ કહે છે કે "મેં જેટલું ઘી આપ્યું છે તેટલાથી કામ ચલાવો. એનાથી વધારે મારાથી આપી શકાય એમ નથી." જ્યારે રસોયણ કહે છેઃ "આટલા ઘીથી ચાલી શકે નહિ. જેટલું ઘી જોઇએ તેટલું આપવું જોઇએ હું કાંઇ મારા પોતાને માટે નથી માગતી." બાઇ કહે છે કે "જો મારા હાથમાં કોઠારની ચાવી આવે તો ઘી માટે હું આટલું ધાંધલ ના કરું."

રસોડાની સામે ભીખારીના કેટલાંએ છોકરા છોકરીઓ તેમજ કૂતરાં છાંડેલું મળવાની આશાએ બેઠાં છે. એક ગાય બહારથી આવીને શાકભાજીની છોલ તથા કેળના પાંદડાં આંખ બંધ કરીને લહેરથી ઉડાવે છે. મહેલની અંદર પાછળના ભાગમાં પુષ્પવાટિકા છે. તેની પાછળ એક મોટું તળાવ છે તે ચોતરફ દીવાલોથી બંધ છે. મકાનના બહારના ભાગમાં ઘોડાર, ગૌશાળા, ચિડિયાખાનું, કૂતરાં વગેરે પાળેલા જાનવરોને રહેવાની જગા છે.

કુંદન ચકિત નેત્રોથી નગેન્દ્રની અતુલ સંપત્તિ જોતી જોતી અંદર ગઇ. સૂર્યમુખીની પાસે જઇ કુંદને પ્રણામ કર્યાં. સૂર્યમુખીએ આશીર્વાદ આપ્યો.

સ્વપ્નમાં જોયેલી પુરુષની આકૃતિ આબેહુબ નગેન્દ્રને મળતી આવે છે તેમ તેની સ્ત્રીની આકૃતિ પણ સ્વપ્નમાં જોયેલી સ્ત્રીની આકૃતિ જેવી જ હશે. એમ કુંદનના મનમાં સંદેહ હતો. પણ સૂર્ય-

મુખીને જોતાં તેનો એ સંદેહ તુરત જ દૂર થયો. સૂર્યમુખી સ્વપ્નમાં જોયેલી સ્ત્રી જેવી બિહામણી ન હતી પણ પોતાના રૂપથી સોનાને પણ મહાત કરે એવી હતી. પૂર્ણિમાના ચંદ્ર જેવો સરસ એનો ચહેરો હતો, કહેવાની મતલબ એ જ છે કે સ્વપ્નમાં જોએલી સ્ત્રી સાથે એનું કાંઇપણ મળતાપણું નહતું. ઉંમરમાં પણ મોટો તફાવત હતો. તે વીસ વર્ષથી વધારે ઉંમરની નહોતી દેખાતી. પણ સૂર્યમુખીની ઉંમર છવ્વીસ વર્ષની હતી. સૂર્યમુખીને જોતાં તે સ્વપ્નમૂર્તિનું સરખાપણું ના જોતાં ખુશી થઇ.

સૂર્યમુખીએ કુંદન સાથે થોડીવાર વાતચીત કરીને દાસીઓમાં જે સૌથી મુખ્ય હતી તેને સમજાવીને કહ્યું કે તારાચરણ સાથે આ બાલિકાનો હું વિવાહ કરવાની છું, તેથી તમે સૌએ મારી ભાભી છે એવો વર્તાવ રાખજો, ને તેને કંઇ કષ્ટ ન પડે તેનું ધ્યાન રાખજો.

મુખ્ય દાસીએ ઘણી ખુશીએ એ આજ્ઞાનો સ્વીકાર કર્યો. કુંદનને તે બીજા ઓરડામાં લઇ ગઇ. કુંદને તેના તરફ વિસ્મિત નેત્રે જોયું. જોતાં જ તે ડરી ગઇ. તેના રૂંવાડા ખડા થઈ ગયા ને શરીરે પરસેવો વળી ગયો, જે સ્ત્રીને તેની મૃત માતાએ આકાશમાં બતાવી હતી તે જ આ વિશાળ નેત્રોવાળી ને શ્યામાંગી મુખ્ય દાસી હતી એમ કુંદનને લાગ્યું. કુંદને ભયભીત થઇ ધીમે રહીને પૂછ્યું:

"તમારું નામ શું?"

"મારું નામ મહામાયા."



## ૮

**ઘણાંયે પુસ્તકોમાં** નાયિકાનો વિવાહ અંતે થાય છે. પણ અહીં તો કુંદનનો વિવાહ આરંભમાં જ થાય છે. પુરાણી રીત પ્રમાણે નાયિકાનો વિવાહ જે નાયક સાથે થાય છે તે નાયક પૈસાપાત્ર, વીર ને સુંદર હોય છે તેને સર્વ ગુણસંપન્ન ને નાયિકાના પ્રેમમાંજ તન્મય થવું જોઇએ. પરંતુ ગરીબ તારાચરણમાં એમાંનું કાંઇએ નથી. ન તો તે દેખાવમાં સુંદર છે, ન તો તે વીર છે કે ન તો તે ધનવાન છે. કુંદન સાથે તેનો પ્રણય કેવો હતો તે કોઇ કહી શકે એમ નથી. પણ એની એક પાળેલી વાંદરી ઉપર તો તેનો પ્રેમ હતો જ !

નગેન્દ્ર કુંદનને પોતાને ઘેર લઇ આવ્યો ને તારાચરણ સાથે તેનું લગ્ન થઇ ગયું. તારાચરણ પોતાની પત્નીને સ્વગૃહે લઇ ગયો. પણ તે રૂપવતી પત્ની મેળવીને મોટા સંકટમાં સપડાયો. સ્ત્રીશિક્ષણ અને પડદો દૂર કરવા વિષે દેવેન્દ્રબાબુના ઘરમાં તારાચરણ પહેલાં ખૂબ જ કહેતો હતો. અને જો પોતાને એ અવસર પ્રાપ્ત થાય તો તે વ્યવહારના પ્રથમ આદર્શ બનવાનું, અને સૌની સન્મુખ સ્ત્રી સાથે બહાર જવાનું જાહેર કર્યું હતું. લગ્ન તો થઇ ગયું. કુંદનના સૌંદર્યની વાત મિત્ર–મંડળીમાં જગજાહેર થઇ ચૂકી. સૌ ભેગા મળીને તારાચરણને ભૂતકાળના ભાષણોની યાદ આપી કહેવા લાગ્યા.

"ગુરુજી, પહેલાંની પ્રતિજ્ઞા કયાં ગઇ ? દેવેન્દ્રએ કહ્યું: "શું તમે પણ જુનવાણી નીકળ્યા ? પ્રતિજ્ઞા લઇને પાછા હઠવું એ મર્દનું કામ નથી, અમારી સમક્ષ તમે હવે શા માટે તમારી પત્નીને લઇને નીકળતા નથી ?"

તારાચરણ બહુ જ શરમિંદો પડ્યો. દેવેન્દ્રનો અનુરોધ એ ટાળી શક્યો નહિ તેની સાથે કુંદનની ઓળખાણ કરાવવાનું કબુલ

કર્યું. પણ તેના મનમાં ડર હતો કે સૂર્યમુખીને કાને આ વાત જાય તો તે નારાજ થશે, એમ કરતાં કરતાં તેણે એક વર્ષ કાઢી નાંખ્યું. પણ પછી તેને લાગ્યું કે આમ ઉડાવવાની વાતો વધુ વખત નભશે નહિ એટલે ઘર સમું કરાવવાનું બહાનું કાઢી કુંદનને નગેન્દ્રને ગૃહે મોકલી દીધી. થોડા દિવસમાં ઘર સમું થઇ ગયું. કુંદનને પુનઃ તેડી લાવવી પડી. દેવેન્દ્રયે જોયું કે તારાચરણ કુંદનને પોતાને ઘેર લાવતો નથી એટલે એક દિવસ તારાચરણને ઘેર જઇ પહોંચ્યો ને મિથ્યા ભાષણ પર તેની મશ્કરી કરવા લાગ્યો. તારાચરણ લાચાર બનીને કુંદનને સુસજ્જિત કરી દેવેન્દ્રની સામે તેડી લાવ્યો. કુંદન કુળવધૂ હતી અને પરપુરુષ સાથે તેને બોલવાનો અવસર કદી પણ પ્રાપ્ત થયો નહતો. તે થોડીવાર ઘૂંઘટ કાઢીને ઊભી રહી. અને પછી ત્યાંથી રડતી રડતી ચાલી ગઈ. દેવેન્દ્ર તેના નવો યૌવનની શોભા જોઇ મુગ્ધ થયો. તેના પ્રત્યેક અંગની શોભા તેની આંખોમાં વસી ગઇ.

થોડા દિવસ બાદ દેવેન્દ્રના ઘરમાં જમણ હતું. તેના ઘરની એક સ્ત્રી કુંદનને નોતરું દેવા આવી. પણ સૂર્યમુખીના ના કહેવાથી કુંદન દેવેન્દ્રને ઘેર જતી અટકી ગઇ.

દેવેન્દ્રએ એક દિવસ જાતે જઇને તારાચરણને ઘેર કુંદનની મુલાકાત લીધી. લોકોને કાનેથી આ વાત સૂર્યમુખીને પહોંચી, સૂર્યમુખીએ તારાચરણને એટલો સખ્ત ઠપકો આપ્યો કે કુંદનને મળવાનો અવસર દેવેન્દ્રને પુનઃ પ્રાપ્ત ન થયો.

લગ્ન પછીના ત્રણ વર્ષ સુખમાં પસાર થયા. ત્યારબાદ વિધાતાએ કુંદનનું સૌભાગ્ય કંકણ ઝૂંટવી લીધું. તે વિધવા બની. તાવથી તારાચરણનુ મૃત્યુ થતાં સૂર્યમુખી એ કુંદનને પોતાને ઘેર તેડાવી લીધી. તારાચરણ માટે જે ઘર બંધાવ્યું હતું તે વેચી તેના રૂપિયા કુંદનને નામે બેંકમાં મૂકયા.

નગેન્દ્રની દૃષ્ટિથી દૂર થએલી કુંદન પુનઃ નગેન્દ્રની દૃષ્ટિ સમીપ આવી પહોંચી.

●

૯

વિધવા કુંદન નગેન્દ્રના ઘરમાં રહી તેના દિવસો પસાર કરતી હતી. એક દિવસ બપોર પછી સઘળી સ્ત્રીઓ જૂની હવેલીના એક ખંડમાં બેઠી હતી. સ્ત્રીઓની સંખ્યા મોટી હતી અને સૌ પોતપોતાના કામમાં મશગૂલ હતી. તે મંડળીમાં નાની બાલિકાથી માંડીને એંશી વર્ષની વૃદ્ધા સુધીની પણ હતી. કોઈ વાળ ઓળતી હતી. તો કોઈ વાળ ઓળાવતી હતી, કોઈ ધોળા થઈ ગએલા વાળને શોધાવીને કઢાવતી હતી, તો કોઈ પોતાના બાળક માટે પોષાક સીવી રહી હતી. કોઈ પોતાના બાળકને દૂધ પાતી હતી તો કોઈ કપડું વેતરતી હતી. કોઈ પોતાના બાળકને મારતી હતી અને તેથી તે બાળક મોટે ઘાંટે જોર જોરથી રડી રહ્યું હતું. કોઈ ગોસાઈ તુલસીદાસનું રામાયણ વાંચી રહી હતી. તો કોઈ વૃદ્ધા પોતાના પુત્રની નિંદા કરીને સાંભળનારીઓના કાનમાં અમૃત રેડી રહી હતી કોઈ રસિકા પોતાના સ્વામીની રસિકતાનું વર્ણન પોતાના ધીમા અવાજે સખીઓને કહીને વિરહિણીની હૃદયવ્યથાનું વર્ણન કરતી હતી. કોઈ પોતાની સાસુની તો કોઈ પોતાના સસરાની નિંદા તો કોઈ પોતાના પડોશીની નિંદા કરી પોતાના હૃદયનો ભાર હલકો કરતી હતી. કોઈ વળી પોતપોતાને મુખે જ પોતાની પ્રશંસા કરતી હતી. કોઈ વળી સૂર્યમુખીએ બુદ્ધિહીન સમજી જે કારણે ઠપકો આપ્યો હતો તે પોતાની ચતુરાઈના અનેક ઉદાહરણ ટાંકતી હતી. જે રસોયણ દાળમાં

કેટલું, શાકમાં કેટલું મીઠું નાખવું તે પણ જાણુતી નહતી તે પોતાની પાક પંડિતાઈ પર વકતૃત્વકળા દર્શાવતી હતી, જેનો સ્વામી ગામ આખામાં બુદ્ધિશત્રુ ગણાતો તે પોતાના સ્વામીના અલૌકિક ગુણોની વાતો પોતાની બહેનપણીઓ પાસે કરી અચંબો પમાડતી હતી. જેના બાળકો જોવા પણ ન ગમે એવા હતાં તે પણ પોતાના બાળકોના રૂપની પ્રશંસા કરતી થાકતી ન હતી.

સૂર્યમુખી આ મંડળીમાં ન હતી. તે આ ખંડમાં બહુજ ઓછું આવતી જતી, અને કવચિત્ આવતી તો બહુ બેસતી પણ નહિ. એની હાજરીથી આ મંડળીના સ્વચ્છંદ આમોદ પ્રમોદમાં પણ વાંધો પડતો, કારણકે બધા તેનાથી ડરતાં હતાં. તેના સામું દિલ ખોલીને કોઈ વાત કરી શકતું નહિ, પણ આજકાલ કુંદન આ મંડળીમાં આવતી અને એ સમયે પણ હાજર હતી, તે એક છોકરાને તેની માના કહેવાથી 'ક–ખ' શીખવાડી રહી હતી, પણ તે છોકરાનું ધ્યાન શીખવા તરફ ન હતું પણ એક બીજો છોકરો ત્યાં મીઠાઈ ખાતો હતો તે તરફ હતું. તે એક ધ્યાનથી મીઠાઇને તાકી રહ્યો હતો, તેવામાં ત્યાં 'જય રાધે' કરતી એક સાધ્વી આવી પહોંચી.

નગેન્દ્રની ઠાકુરવાડીમાં હંમેશ અતિથિ આવતા અને તેની સેવા થતી. તે સિવાય દર રવિવારે ખીચડી પણ ગરીબોને વહેંચવામાં આવતી પણ કોઈ વાર કોઈ ભિક્ષુક ભીખ માટે મહેલની અંદર આવતો ન હતો, આથી મહેલની અંદર 'જય રાધે' સાંભળી એક રસોયણ કહેવા લાગી: "તું કોણ છે? તું અંદર કેમ આવી? ઠાકુર-વાડીમાં જાઓ. અંદર આવવાનો હુકમ નથી."

આમ કહેતાં કહેતાં મોં ફેરવીને સાધ્વીને જોતાં અચંબો પામી સ્વતઃ બોલી: "આવી વિચિત્ર સાધ્વી તો કદી જોવામાં આવી નથી."

સૌએ વિસ્મય પામી જોયું તો સાધ્વી યુવાન છે, અને રતિને પણ ઘડીભર લજવે એવું એનું રૂપ છે તે આમંડળમાં કુંદન સિવાય

તેના જેવી કોઈ સ્ત્રી રૂપવતી નથી. ચણોઠી જેવા લાલ હોઠ, ખીલેલા કમળ જેવાં બંને નેત્રો, ધનુષ જેવી ભ્રમર, દાડમકળી જેવું નાક ને ચંપાના ફૂલ જેવો તેના શરીરનો વર્ણ છે. જાણે સુંદરતાની બધીજ સામગ્રી તેના અંગમાં ઠાંસી ઠાંસીને ન ભરી હોય! સામાન્ય સ્ત્રીઓમાં એવું રૂપ દુર્લભ જ દીસે છે, પણ જો ત્યાં કોઈ સૌંદર્ય વિવેચક હાજર હોત તો તે જરૂર કહ્યા વગર ન રહ્યો હોત કે સાધ્વીના અંગ લાલિત્યમાં કંઈક અભાવ છે, તેના હાથ–પગ, તેનું હલન–ચલન અને કંઠસ્વર પુરુષ જેવો જ છે.

સાધ્વીના નાકમાં સોનાની વાળી હતી, અંબોડે ફૂલ ખોસ્યા હતા. કાળી ભાતની દેશી સાડી પહેરી હતી. હાથમાં ખંજરી હતી. હાથમાં પિત્તળના બલૈયાં ને રંગીન ચૂડી તેના હાથમાં શોભી રહી હતી.

તે સ્ત્રીમંડળીમાં જેની ઉંમર મોટી હતી, તેણે પૂછ્યું: "તું કોણ છે?"

સાધ્વીએ કહ્યું: "મારું નામ હરિદાસી છે તમે સૌ ગીત સાંભળશો?"

"હા–હા–જરૂર–જરૂર"

એવા શબ્દો ચોતરફથી બાલિકાથી માંડી વૃદ્ધા સુધીની દરેકે ઉચ્ચાર્યા. સૌ તેનું ગીત સાંભળવા ઉત્કંઠિત થયા, સાધ્વી હાથમાં ખંજરી લઇ સ્ત્રીઓની પાસે જઈ બેઠી. કુંદન પણ ત્યાંજ છોકરાને ભણાવી રહી હતી. કુંદનને ગીત સાંભળવાનો ઘણો શોખ હતો, સાધ્વીનું ગીત સાંભળવા તે પણ સાધ્વીની પાસે આવીને બેઠી, અને તેનો વિદ્યાર્થીએ સાંપડેલી તકનો લાભ લઈ મીઠાઈ ખાતા છોકરાના હાથમાંથી મીઠાઇ ઝૂંટવી લઈ ખાઈ ગયો.

"શું ગાઉં?" સાધ્વીએ પૂછ્યું. સ્ત્રીમંડળીમાંથી વિવિધ ફરમાશ થવા લાગી. કોઇએ ગોંસાઇજીનું પદ તો કોઇએ સુરદાસજીનું પદ, તો

કોઇએ ગીત ગોવિન્દ ગાવાનું કહ્યું. એક યુવતિએ કહ્યું: "કાન્હા, તેરે નૈનામેં જાદુ ભરી" એ ગીત ગાશો તોજ સાંભળીશ, બીજું નહિ હાં..."

આ પ્રમાણે સૌએ પોત પોતાને ગમતું ગીત ગાવાનો આગ્રહ કર્યો. એક નાની બાલિકાએ કાલી ભાષામાં ગાયું કે

"ઘુન-ઘુન લાધા પ્યાલી, ચલ મીલો ખલી હૈ આલી,
ક્યા લૂપ અનુપ બનાયા, હલી દૂતી બનકે આયા."

સાધ્વીએ એકે એકની આજ્ઞા સાંભળી કુંદનના મુખ તરફ જોઈ પૂછ્યું: "તમે તો કંઈ ગાવા માટે કહ્યું નહિ?" કુંદન લજ્જાથી માથું નીચે ઢાળી પાસે બેઠેલી તેની સખીના કાનમાં કહ્યું: "એમને ગાવા કહોને?"

સખીએ કહ્યું: "કુંદન ભજન ગાવા કહે છે." તે સાંભળી હરિદાસીએ 'મેરા મન પ્રભુજી હઠ ન તજે." એ ભજન ગાવાનો આરંભ કર્યો. કોઈનું કહેલું ગીત ન ગાતાં સાધ્વીએ પોતાનું જ કહેલું ભજન ગાયું તે જોઈ કુંદન ઘણી શરમાઇ ગઇ.

હરિદાસીએ પ્રથમ તો પોતાની અંગુલીઓને ખંજરી પર રમાડી. પછી રાગ તાન અને તાલની સાથે મધુર સ્વરમાં ખંજરી વગાડવા લાગી. તેનું ગાવું ને વગાડવું સાંભળી ત્યાં બેઠેલી સ્ત્રીઓના શરીર હર્ષથી રોમાંચિત થઈ ગયાં. પણ જે સ્ત્રી સંગીતની જાણકાર નથી તે આ સંગીતમાં શું સમજે? જો કોઈ જાણકાર હોત તો સમજી જાત કે સાધ્વીનું સંગીત કેટલું તાલબદ્ધ ને સુરીલું છે. સાધ્વી સંગીતકળામાં અસાધારણ પંડિતા હતી અને બહુ જ થોડા વખતમાં તે વિદ્યાને પ્રાપ્ત કરી લીધી હતી.

સાધ્વીનું ગીત પૂરું થતાં પુનઃ સ્ત્રીઓએ બીજું ગીત ગાવાનો આગ્રહ કર્યો. કોઈએ એક બંગાળી ગીત ગાવા કહ્યું. હરિદાસીએ

પોતાના ચંચળ નેત્રોથી એકવાર કુંદન તરફ જોઈ ગીત ગાવું શરૂ કર્યું.

શ્રીમુખ પંકજ—દેખબો બલે હે
તાઈ એસે છિલામ એ ગોકુલે.

આમાય સ્થાન દિઓ રાઇ ચરણતલે,
માનેર દાયે તુઈ માનિની, તાઇ સેજે વિદેશીની.

એખન બાંચાઓ, રાધે કથા કય,
ધરે જાઈ હે ચરણ છુંયે.

દેખ વો તોમાય નયન ભરે,
તાઇ બાજાઇ બાંશી ઘર ઘરે.

જખન રાધે બલે બાજે બાંશી,
તખન નયન જલે આપનિ ભાસી.

તુમો યદી ના ચાઓ ફીરે,
તબે જાઓ સેઈ યમુના તીરે.
ભાંગવો બાંશી તેજબો પ્રાણ,
એઈ બેલા તોર ભાંગુ કમાન.

એજેર સુખ રાઈ દીયે જલે,
બિકાઇનુ પદતલે એખન ચરણ નૂપુર-
બેંધે ગલે, પરિવો યમુના જલે.

ગીત સમાપ્ત થતાં સાધ્વી કુંદનના મોં તરફ જોઈ બોલી: "ગીત ગાવાથી મારો કંઠ સૂકાઇ ગયો છે, મને થોડું પાણી પાશો ?"

કુંદન લોટામાં પાણી લઇ આવી. સાધ્વીએ કહ્યું: "હું તમારા લોટાને અડકીશ નહિ. ખોબેથી પાણી પીવડાવો. હું સાધ્વી છું તેથી શું ?"

આમ બોલી પોતે પહેલાં અછૂત જાતિની સ્રી હતી અને પાછળથી તે સાધ્વી થઇ છે એમ સૂચિત કર્યું. કુંદન તેની પાછળ પાછળ જ્યાં પાણી પાવાની પરનાળ હતી ત્યાં ગઈ. જ્યાં સ્રીઓ બેઠી હતી ત્યાંથી તે સ્થાન કાંઈ ધીમે ધીમે વાતો કરે તો સાંભળી

ન શકાય એટલું દૂર હતું. તે હાથ-મોં ધોવા લાગી. મોં ધોતાં ધોતાં તેણે એકદમ ધીમે સ્વરે પૂછ્યું. "કુંદન તું જ છે ને?"

કુંદને વિસ્મય થઈ પૂછ્યું: "કેમ?"

"તેં તારી સાસુને કોઈ દિવસ જોઈ છે?"

"નહિ"

કુંદને લોકોને મોઢે સાંભળ્યું હતું કે તેની સાસુ કુળમાં કલંક લગાડીને ક્યાંક નાસી ગઈ હતી.

"તારી સાસુ અહીં આવી છે, તે મારા ઘરમાં છે. તને એ જોવાને બહુ કલ્પાંત કરે છે. ગમે તેવી પણ તે તારી સાસુ છે. તેને અહીં આવીને પોતાની શેઠાણીને પોતાનું કાળુ મુખ બતાવતાં લજ્જા આવે છે, તો એકવાર મારી સાથે આવીને તેને મળી આવવામાં તને શો વાંધો છે?"

કુંદને હજી દુનિયાના રંગ જોયા ન હતા તો પણ તે એટલું તો સમજતી હતી કે એવી સાસુ સાથે સંબંધ ન રાખવો એજ ઉચિત છે, આથી સાધ્વીની વાતનો ઉત્તર માથું હલાવીને આપ્યો.

"નહિ."

પણ સાધ્વી કુંદનને એમ છોડે એવી ન હતી. ફરી ફરીને એને આવવા માટે સમજાવવા લાગી ત્યારે કુંદને સૂર્યમુખીની રજા વિના આવી ન શકાય એમ કહ્યું.

હરિદાસીએ કહ્યું: "જોજે સૂર્યમુખીને એ વાત ના કરીશ. તે તને આવવાની રજા નહિ આપે, અને કદાચ જો તે તારી સાસુને બોલાવવા માણસ મોકલશે તો તારી સાસુ આ ગામ છોડીને નાસી જશે." સાધ્વીએ ઘણુંએ સમજાવી પણ કુંદન સૂર્યમુખીની રજા વિના જવા તૈયાર ન થઈ તે નજ થઇ. આખરે સાધ્વીએ નિરાશ થઈ કહ્યું: "ઠીક ત્યારે, સૂર્યમુખીને સારી રીતે સમજાવીને વાત કરી જોજે. હું વળી કોઈ દિવસ આવીને તને તેડી જઇશ, પણ જોજે ધ્યાન રાખજે, ખુબ સમજાવીને કહેજે. જરા રડજે-કકળજે નહિ તો તને જવા દેશે નહિ."

કુંદને એ વાતનો પણ સ્વીકાર ન કર્યો ને સાધ્વીને હા કે ના કંઇ જવાબ ના આપ્યો. હરિદાસીએ હાથ મોં ધોવાનું કામ પૂરું કર્યું, તે સ્ત્રીઓની પાસે આવીને બેઠી અને પુરસ્કારની માંગણી કરી. દૈવયોગે ત્યાં સૂર્યમુખી આવી પહોંચી. તેને આવતી જોઇને કેટલીયે સ્ત્રીઓ વાતો કરતી બંધ થઈ ગઈ. છોકરીઓ બીકની મારી પોત પોતાના કામમાં લાગી ગઈ.

સૂર્યમુખીએ હરિદાસીને પગથી તે માથા સુધી અવલોકીને પૂછ્યું: ' તું કોણ છે ? "

નગેન્દ્રની એક મામીએ કહ્યું: " તે એક વૈરાગણ છે. ભજન ગાઇ સંભળાવવા આવી છે. બહુ જ સુંદર ગાય છે. આવું મધુર ગીત તો કયાંયે સાંભળ્યું નથી. તું એકાદ ગીત સાંભળીશ ? "

હરિદાસી, એક ગીત ગા જોઇએ. હવે ગીત–ગોવિન્દનું પદ ગાજે."

હરિદાસીએ " સીદતિ તબ વિરહે વનમાલી. " એ પદ ઘણા કોમલ સ્વરમાં ગાયું. સૂર્યમુખીએ તે ગીતથી ખુશ થઇ તેને પુરસ્કાર આપી વિદાય કરી

સાધ્વીએ ચાલતાં ચાલતાં પણ કુંદન તરફ એકવાર દષ્ટિ ફેંકી અને તે વિદાય થઇ. તે ખંજરી વગાડતી ધીરે ધીરે ખેમટો ગાતી ચાલી—

આય રે ચાંદેર કણા,
તોરે ખેતે દિબો ફૂલેર મધુ,
પરતે દિબો સોના.

આતર દિબો શીશી ભરે
ગોલાબ દિબો કર્વા કરે,
આર આપની સેજે બાટા ભરે,
દિબો પાનેર દોના.

સાધ્વીના ગયા પછી તે સ્ત્રીમંડળીમાં ઘણા સમય સુધી તેની સમાલોચના થવા લાગી. પ્રથમ તેના યશોગાનનો આરંભ થયો,

પછી ધીમે ધીમે તેના એક એક દોષ નીકળવા લાગ્યા. વિરાજ વહુએ કહ્યું: "શરીર રંગ ગોરો હતો પણ ફિક્કો હતો."

ચંદ્રમુખીએ કહ્યું: "માથાના વાળ તો શાહુડીના પીંછા જેવા હતા,"

ચંપાએ કહ્યું: "એનું કપાળ કેટલું મોટું હતું?"

કમલાએ કહ્યું: "બંને હોઠ પણ મોટા હતા."

લલિતાએ કહ્યું: "અને શરીરનો બાંધો પણ ઠીક ન હતો."

પ્રમદાએ કહ્યું: "અને જ્યારે તે બોલતી હતી ત્યારે જેમ રામલીલામાં સૂર્પનખાની છાતી ઉંચી નીચી થતી હતી તેમ થતી હતી. મને તો તે જોતાં જ ઘૃણા ઉત્પન્ન થતી હતી.

આ રીતે પહેલાં જે સાધ્વીની ગણતરી સુંદર સ્ત્રીમાં થઈ હતી તે વાત વાતમાં અદ્વિતિય કુરૂપા નક્કી થઇ ચૂકી. સૌદામિનીએ કહ્યું: "તે દેખાવમાં ગમે તેવી હોય પણ ગાતી'તી તો સુંદર."

ચંદ્રમુખી બોલી ઊઠી: "તે સારું શું ગાતી હતી? ગળું તો ભારે હતું."

તારાએ કહ્યું: "તું બરાબર કહે છે. તે જાણે સાંઢ બરાડતો હોય એવું ગાતી'તી."

મદનમંજરીએ કહ્યું: "તે બહુ ગીત નહોતી જાણતી. એક પણ પદ વિનય પત્રિકાનું તો ગાયું જ નહિ."

કનકે કહ્યું: "તાલનું તો ભાન ન હતું."

અને આખરે સર્વાનુમતે એમ નક્કી કરવામાં આવ્યું કે તે દેખાવમાં જ કુરૂપ હતી એટલું જ નહિ પણ તેનું ગળું પણ સારું ન હતું.



## ૧૦

હરિદાસી નગેન્દ્રને ગૃહેથી નીકળીને દેવીપુર પ્રતિ ગઈ. દેવીપુરમાં લોખંડની રેલીંગવાળી એક અત્યંત સુંદર પુષ્પવાટિકા છે, તેમાં નાના પ્રકારના ફળ–ફૂલના વૃક્ષો છે. મધ્યમાં એક તળાવ છે અને તેની પાસે બેઠક છે, હરિદાસીએ એ પુષ્પવાટિકામાં પ્રવેશી મધ્યમાં આવેલા મકાનની એક સૂની ઓરડીમાં જઈ નકલી વેશ બદલી નાખ્યો. જે સુંદર વાળ શીર પર શોભી રહ્યા હતા તે નીચે પડયા. તે બનાવટી વાળ હતા. કપડાના બનાવટી સ્તન પણ નીચે પડયા. હસ્તમાં જે પિત્તળની બંગડીઓ હતી તે પણ કાઢી નાંખી. સાડી બદલીને ખીંટી પર બેરવી ધોતિયું પહેરી લીધું, આ રીતે વેશ પરિવર્તનથી હરિદાસી સ્ત્રીનો પુરુષ બની ગઈ. તે એક પચીસ વર્ષનો સુંદર નવયુવાન દેખાતો હતો ? પચીસ વર્ષની ઉંમર થઈ હતી તોપણુ મૂછનો એક દોરો સરખો પણ ફૂટયો નહતો. શરીરના અવયવો સુદૃઢ હતા. અને ચહેરો સુંદર હતો. તે યુવાન બીજો કોઈ નહિ પણ આપણો પૂર્વ પરિચિત દેવેન્દ્ર હતો.

દેવેન્દ્ર અને નગેન્દ્ર બંને એક જ વંશના હતા, પણ વંશપરંપરાથી કુટુંબમાં તકરાર ચાલ્યા કરતી હતી. અને તે એટલી હદ

સુધી કે દેવીપુરના જમીનદારો સાથે ગોવિન્દપુરના જમીનદારોને બોલવા વહેવાર પણ ન હતો, ઘણા દિવસથી કોર્ટમાં તેમનો કેસ ચાલતો હતો. આખરે એક મોટા કેસમાં નગેન્દ્રના દાદાએ દેવેન્દ્રના દાદાને હરાવ્યા. તેથી દેવીપુરના જમીનદાર કમજોર બન્યા. અને સર્વસ્વ ગુમાવી બેઠા. ગોવિન્દપુરના જમીનદારોએ તેમની બધી જમીન લિલાઉં કરી લઈ લીધી. ત્યારથી દેવીપુરની દીપ્તિ દિનપ્રતિદિન ઘટવા લાગી ને ગોવિન્દપુરની શ્રીવૃદ્ધિ થવા લાગી. બંને ખાનદાનો વચ્ચે મેળ ન ખાધો તે ન ખાધો, દેવેન્દ્રના પિતાએ પોતાના ક્ષીણ થતા ધન ગૌરવને પુનઃવધારવા માટે એક યુક્તિ રચી. ગણેશબાબુ નામનો એક જમીનદાર હરિપુર જિલ્લામાં રહેતો હતો. તેને એક માત્ર સંતાન હતું અને તે સુરેશ્વરી, તેની સાથે દેવેન્દ્રે લગ્ન કર્યું. સુરેશ્વરી સર્વ ગુણ સંપન્ન હતી. તે કુરૂપ, ઘણી વાચાળ, અપ્રિય બોલનારી અને સ્વાર્થ પરાયણ હતી. તેની સાથે દેવેન્દ્રનું લગ્ન થયું ત્યાં સુધી તો દેવેન્દ્રનું ચરિત્ર નિષ્કલંક હતું. ભણવા ગણવામાં પણ તેનું ચિત્ત હતું અને સ્વભાવ પણ સારો હતો. પણ આ લગ્ને તેનો કાળ આણ્યો. જ્યારે દેવેન્દ્રે યુવાવસ્થાને ઉંમરે પગ મૂકયો ત્યારે તેણે જોયું કે પોતાની પત્નીના પ્રશંસનીય ગુણોને લીધે સ્વગૃહે સુખની આશા વ્યર્થ છે. દેવેન્દ્રને પ્રેમની તૃષા લાગી. પણ તે કયાં છૂપાવે? વાતવાતમાં તો કઠોર શબ્દો બોલનાર સુરેશ્વરી સાથે તે તેની પ્રેમ-તૃષ્ણા કેમ તૃપ્ત કરી શકે! સુરેશ્વરીને જોતાં જ તેની પ્રેમાકાંક્ષાઓ પર પાણી ફરી જતું.

સુખ મળવાની આશા તો દૂર રહી તેને બદલે સુરેશ્વરી જેવી જ્વાલા મયી સ્ત્રી સાથે ઘરમાં પણ રહેવું કઠિન છે. એમ દેવેન્દ્રને લાગવા માંડયું. એક દિવસ સુરેશ્વરીએ દેવેન્દ્રને એક સાચી જૂઠી કંઈ વાત કહી. દેવેન્દ્ર ઘણા દિવસથી તેની વાતો સહન કરતો હતો પણ આજ તે સહન ન કરી શકયો. તેણે તેનો ચોટલો પકડી બે લાત લગાવી દીધી, અને એજ દિવસે ફૂલવાડીમાં પોતાને રહેવા યોગ્ય

મકાન બનાવવાની આજ્ઞા કરી કલકત્તે ગયો. દેવેન્દ્રના પિતા આ પૂર્વે જ પરલોકવાસી થયા હતા. દેવેન્દ્ર સ્વતંત્ર હતો. દેવેન્દ્ર કલકત્તામાં વિનાશ પંથે જઈ પહોંચ્યો હતો અને પોતાની અતૃપ્ત વિલાસી લાલસા તૃપ્ત કરતો હતો. અને જ્યારે જ્યારે એના મનમાં ઉદાસીનતા આવતી ત્યારે ત્યારે તે મદિરાનું સેવન કરતો. મદિરાના સેવનથી તેની ઉદાસીનતા દૂર થતી અને તેને પૂરો આનંદ મળતો. થોડા દિવસો બાદ જમીનદારીમાં એમ. એ; પાસ થઈ દેવેન્દ્ર પોતાને વતન પાછો ફર્યો અને પોતાના નવીન નિવાસસ્થાનમાં નિવાસ કર્યો.

કલકત્તાથી તે અનેક પ્રકારના ઢંગ શીખી લાવ્યો હતો. દેવીપુરમાં આવી પોતે એક સુધારક તરીકે પોતાની જાતને ઓળખાવવા લાગ્યો. અને તેણે એક 'બ્રહ્મ-સમાજ' નામની સંસ્થા સ્થાપી. તારાચરણને એવા બીજા કેટલાએ તેના બ્રહ્મસમાજમાં દાખલ થયા. વ્યાખ્યાનોની તો વર્ષા થવા લાગી. એક કન્યાશાળાની સ્થાપના વિષે પણ વચમાં વચમાં વાતો ચર્ચવા લાગી. પણ તેમાં તેને સફળતા ન મળી. વિધવા-વિવાહનો પણ તે પક્ષ લેતો હતો. સ્ત્રીઓનો પરદા રિવાજ પણ દૂર કરવા તારાચરણ સાથે તેની પૂરી સહાનુભૂતિ હતી. બંને એક સ્વરથી સ્ત્રીઓને બહાર હરવા ફરવા માટે તથા ઘરમાં પૂરી રાખવી તે ઘોર અન્યાય છે એમ બોલતા હતા. લોકને દેખાડવા પૂરતો એ વિચાર સારો હતો પણ દેવેન્દ્રનો આંતરિક હેતુ શો હતો તે તો સમજી શકાય એવો છે.

દેવેન્દ્ર ગોવિન્દપુરથી પાછો આવીને સાધ્વીનો પોષાક કાઢી પોતાના અસલી રૂપમાં બીજા ઓરડામાં જઈને બેઠો. એક નોકરે હુક્કો ભરીને સામે મૂકયો. દેવેન્દ્ર સુખદુઃખની બધી વાતો ભૂલીને હુક્કો ગુડગુડાવવા લાગ્યો.

વિષયભોગી લોલુપ દેવેન્દ્રયે ઘણીવાર સુધી હુક્કાની મજા લૂંટી પણ તેનાથી તેને સંતોષ ન થયો, ત્યારે તેણે બીજી મહાસક્તિ

સુરાપાનનો આરંભ શરૂ કર્યો. નોકરે આવીને રક્તરંગી સૂરાની શીશીના દર્શન કરાવ્યા ત્યારે જેમ પૂજારી ભક્તિભાવથી દેવાને નમે છે તેમ તેણે તે મહાશક્તિને નમન કર્યું.

ત્યાં તો તબલા–સિતાર વગેરે વાદ્ય લઈને ગાવા બજાવવા-વાળાનું જૂથ આવી પહોંચ્યું. ને ઉત્સવમાં ભાગ લેવા સામેલ થયું; ત્યાં તો એક સુંદર શીલવાન શાંત પ્રકૃતિનો યુવાન ત્યાં આવીને બેઠો. તે દેવેન્દ્રનો મામાનો છોકરો સુરેન્દ્ર હતો. ગુણ, શીલ–સ્વભાવ, આચાર–વિચાર વગેરેમાં તે દેવેન્દ્રથી વિરુદ્ધ હતો. તેની સૌજન્યતાને કારણે દેવેન્દ્ર પણ તેને ચાહતો હતો. દેવેન્દ્ર તેના સિવાય આ દુનિયામાંના કોઈની પણ વાત કદી સાંભળતો નહતો. સુરેન્દ્ર અહર્નિશ રાતના એક વાર દેવેન્દ્રની ખબર કાઢવા આવતો. પણ તેના વ્યસનોને કારણે મોડી રાત સુધી બેસતો ન હતો. સુરેન્દ્રને આવેલો જોઈ એક પછી એક બધા વિદાય થવા લાગ્યા. બધાના ગયા પછી સુરેન્દ્રે પૂછ્યું "આજ તબિયત કેમ છે?"

"તબિયતનું શું પૂછવું? शरीरम् व्याधि मंदिरम् !"

"આજે તમને તાવ તો નથી ચઢ્યો ને?"

"નહિ."

"અને હૃદયમાં જે દર્દ હતું તે?"

"પહેલાંની જેમ જ દુઃખે છે."

"તો પછી આ બધું હમણાં છોડી દેવું જોઈએ."

"મદ્યપાનની વાત કરો છો! કેટલી વાર કહું? તે મારું જીવનસાથી છે. મારી સાથે જ જશે."

"જીવન સાથી કેવી રીતે? ન તો તે સાથે આવ્યું છે કે ન તો તે સાથે જવાનું છે. ઘણાંએ એનો ત્યાગ કર્યો છે. તમે શા માટે એને ન છોડી શકો?"

"હું કયા સુખની આશાએ એનો ત્યાગ કરું ? જે લોકો મદિરાનો ત્યાગ કરે છે એને બીજું સુખ મળે છે. બીજા સુખની આશાએ તે છોડે છે. મારે માટે કયા સુખની આશા છે?"

"તો જીવવા માટે પણ એને છોડી દો."

"જેને જીવીને સુખ ભોગવવું છે તે ભલે જીવનની આશ માટે શરાબ પીવો છોડી દે, મારા જીવવાથી શો લાભ ? હું શા માટ છોડું ?

સુરેન્દ્રની આંખમાં અશ્રુ આવી ગયાં. હૃદયમાં બન્ધુપ્રેમ ઉભરાઈ આવ્યો. તેને ગળગળા અવાજે કહ્યું: "તો મારા અનુરોધ ખાતર પણ શરાબ પીવો છોડી દો."

દેવેન્દ્રની આંખમાં પણ આંસુ આવી ગયાં. તે પણ ગળગળા અવાજે બોલ્યો: "તારા સિવાય મારું બીજું કોઈ નથી જે મને સારે માર્ગે ચઢાવવા અનુરોધ કરે અરે......"

"અને શું?"

"અને એ જ કે જ્યારે હું મારી સ્ત્રીના મૃત્યુના સમાચાર સાંભળીશ ત્યારે મદિરાનો ત્યાગ કરીશ નહિ તો મારે માટે જીવવું કે મરવું બધું સરખું જ છે."

સુરેન્દ્ર મનમાં ને મનમાં સુરેશ્વરીની નિંદા કરતો સ્વગૃહે પાછો ફર્યો.



૧૧

# પ્રિય કમલમુખી

"હું તને આશીર્વાદ લખતાં સંકોચાઉં છું. કારણ કે તારી યોગ્યતા હવે મારાથી કોઈપણ પ્રકારે ઉતરતી પંક્તિની નથી. તું પણ હવે ગૃહરાણી થઈ ચૂકી છું. હું તો તને મારી એક નાની બેન જ ગણું છું. મેં તને ભણાવી ગણાવી પણ હવે તારા હસ્તાક્ષર જોઈને મારા વાંકાચૂકા અક્ષરે તને પત્ર લખતાં પણ શરમ આવે છે. પણ હવે એ શરમ ક્યાં સુધી રાખું? અમારા સુખનો સૂર્યાસ્ત થયો છે, મને પૂર્વે સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે અમારી આ દશા આવશે. આ વાતનો એક અક્ષર પણ કોઈને કહીશ નહિ. કહેતાં દુઃખ પણ થાય છે ને સંકોચ પણ થાય છે. પણ અંતઃકરણમાં જે વ્યથા થાય છે તે કોઈને કહ્યા વગર હૃદયનો બોજો હલકો થતો નથી. અને હું એ કહું પણ કોને? તું મારી વ્હાલી બેન–મારા પ્રાણનો પણ પ્રાણ–સાચા હૃદયથી શુદ્ધ સ્નેહ રાખનાર તો તું એક જ છે. તે સિવાય બીજું કોઈ નથી. અને તારા ભાઈની વાત તો હું તારા સિવાય બીજા કોને કહી શકું?

મેં મારા જ સ્વહસ્તે મારા ગૃહમાં જ્વાલા જલાવી છે. મેં મારા હાથે જ મારી ચિતા સળગાવી છે. કુંદન જો ભૂખે મરત તો મારું શું જવાનું હતું? હું મારા જીવતરને ધૂળમાં રગદોળવા શા માટે એને લઈ આવી? મને શી ખબર કે તે અહીં આવી મારો જ ભોગ લેશે?

તેં જ્યારે તે હતભાગીને જોઈ હતી ત્યારે તે બાલિકા હતી. હાલ તેની ઉંમર સત્તર અઢાર વર્ષની થઈ છે. તે અવશ્ય સુંદર છે. તે હું કબૂલ કરું છું. તેનું તે સૌન્દર્ય જ મારો કાળ થયું છે

સંસારમાં મારા સુખનો કોઈપણ વિષય હોય તો તે મારા સ્વામી, સંસારમાં મારી ચિંતાનો કોઈ વિષય હોય તો તે મારા સ્વામી, સંસારમાં મારું જો કાંઈ ધન હોય તો તે મારું જીવનધન મારા સ્વામી છે. મારી પ્રાણાધાર પ્રણયમૂર્તિ પતિને તે મારા હૃદયમાંથી છીનવી રહી છે. સંસારમાં જો હું કંઈ પણ ચહાતી હોઉં તો મારા સ્વામીનો અનુરાગ. મને મારા સ્વામીના અનુરાગથી વંચિત કરવા કુંદન ચાહે છે.

તું તારા સહોદરને ખરાબ ન સમજીશ. હું તેની નિંદા નથી કરતી. તે ધર્માત્મા છે, તે હજી પણ પોતાના ચારિત્ર્યને કલંકિત નથી કરી શક્યા. ઈન્દ્રદેવની વૃત્તિથી હજી પણ તે ડરે છે. હું બરાબર સમજી શકું છું કે તે પોતાના મનને સંયમમાં રાખી શક્યા છે. જ્યાં કુંદન રહે છે ત્યાં બનતા સુધી દૃષ્ટિ પણ કરતા નથી. કંઈ ખાસ પ્રયોજન વિના એનું નામ પણ મુખે લેતા નથી. અને તે ત્યાંસુધી કે તે તેની સાથે કઠોર વ્યવહાર પણ રાખે છે અને કસૂર ન હોય તોપણ કોઈવાર તેને ધમકાવતાં મેં સાંભળ્યા છે.

તને થશે કે જો આમ જ છે તો પછી હું શા માટે આટલું મોટું વિરહ ગીત ગાવા બેઠી છું. જો કોઈ પુરુષ આ વાત પૂછે તો તેને સમજાવવો મુશ્કેલ છે. પણ તું તો સ્ત્રી છે તેથી આટલાથી જ તું સમજી જશે. જો કુંદન અન્ય સ્ત્રીઓ સમાન જ તેમની દૃષ્ટિએ દેખાત તો પછી શા માટે તેની તરફ ન જોવા માટે તેમને તેમના નેત્રોને રોકવા પડે છે? તેના નામનો શબ્દોચ્ચાર પણ મુખમાં ન આવે તે માટે સાવધાન શા માટે રહે છે? કુંદનને કારણે તે પોતે જ

પોતાના અપરાધી બની બેઠા છે. અને તે જ કારણે તે કોઈ કોઈ વાર તેના પર ક્રોધ કરે છે અને તેને ઠપકો આપે છે. તે ક્રોધ તેના પર નથી પણ પોતાના ઉપર છે. તે તેને ઠપકો નથી આપતા પણ પોતાની જાતને આપે છે. તે હું સમજું છું. મેં આટલા દિવસ બહારથી અને અંતરથી તેમને જ જોયા છે એટલે તેમની છાયા જોઈને પણ હું તેમના મનની વાત બતાવી શકું એમ છું. તે મારાથી શું છૂપાવી શકશે ? કદી કદી તેમની દૃષ્ટિ અહીંતહીં દોડે છે. કોની શોધમાં હું નથી જાણતી ? તે જ્યારે સમીપ આવે છે ત્યારે પાછા બેચેન શા માટે નજર ફેરવી નાંખે છે ? શું હું તે નથી સમજતી ? કોના કોમળ કંઠનો શબ્દ સુણવા ભોજન સમયે હાથમાં કોળિયો પણ સ્થિર રહી કાન સરવા થાય છે તે શું હું નથી જાણતી ? હાથમાં લીધેલો ભાતનો કોળિયો હાથમાં રહી જાય છે, ખાવાનું શું એને બદલે ખાય છે શું ? જે ચીજ સાથે જે ચીજ ન ખવાય તે વારંવાર ખાય છે, તો પણ ધ્યાનભંગ થતું નથી. આમ શા માટે ? જ્યારે કુંદનનો ચૈતન્યામૃત મધુર સ્વર કાને સંભળાય છે ત્યારે ઝટઝટ મોંમાં કોળિયા નાખવા શરૂ કરી દે છે. આવું શા માટે કરે છે ? તે શું હું નથી સમજતી ?

મારા પ્રાણનાથ સદાસર્વદા શાંત ચિત્ત રહેતા હતા પણ હવે ચિંતાતુર કેમ બન્યા ! ચિંતાતુર રહેવાનું કારણ પૂછતાં ઉત્તર દે છે "હાં" જો હું ગુસ્સે થઈ કહું છું તો કંઈ પણ સાંભળ્યા વગર કહે છે: "હાં" હવે તો પ્રભુ મને સત્વર એની સમીપ બોલાવી લે ! આમ બેશુદ્ધ જેવી હાલતમાં કેમ રહેતા હશે ! ઘણીવાર પૂછવાથી કહે છે કે "કેસની ચિંતાને લીધે" હું જાણું છું કે કેસની વાત તેમના મનમાં નથી. એક વાર બુઢ્ઢી પડોશણો અંદર અંદર કુંદનની વાત કરી રહી હતી. તેના બાલવૈધવ્ય અને અનાથદશા પર ખેદ પ્રદર્શિત કરતી હતી. તમારા ભાઈ ત્યાં હાજર હતા. હું છૂપાઈને તે જોતી

હતી. તેમની આંખોમાં અશ્રુ આવ્યા. તે ત્યાં ઊભા ન રહી શક્યા. ઝટ ત્યાંથી ચાલ્યા ગયા.

આજકાલ એક નવી દાસી રાખી છે તેનું નામ છે કુમુદ. તમારા ભાઈ તેને કુમુદ કહી બોલાવે છે, પણ કોઈ કોઈ વખત તેનું નામ કુમુદ બોલવાને બદલે કુંદન શબ્દ મોંમાંથી નીકળી પડે છે. તે માટે તે બહુ જ સંકોચ પામે છે. દાંતથી જીભ કરડે છે. આમ જીભ કેમ કરડતા હશે?

એ મારો અનાદર કરે છે એમ મારાથી ના કહી શકાય. પહેલાના જેવી જ અપેક્ષા તેમજ અધિક આદર બતાવે છે. એનું કારણ તે પોતાના મનથી મારી પાસે અપરાધી છે એ હું જાણું છું. પણ મારે માટે હવે એમના હૃદયમાં સ્થાન છે એ માનવું પણ ભૂલ ભરેલું છે. મમતા એક જુદી વસ્તુ છે અને પ્રેમ એક જુદી વસ્તુ છે. એ બંનેમાં શો ભેદ છે તે સ્ત્રી જાતિ સારી રીતે સમજી શકે છે.

એક બીજી પણ વાત લખતાં હસવું આવે છે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર નામના કલકત્તામાં એક મોટા પંડિત છે. સાંભળ્યું છે કે એમનું 'વિધવા વિવાહ' નામક એક પુસ્તક બહાર પડ્યું છે. જે વિધવા વિવાહનો બોધ આપે છે તે જો પંડિત હોય તો મૂર્ખ કોણ? દયા બતાવવાના સ્થાન કંઈ આ દુનિયામાં ઓછા નથી. અયુક્ત દયા કરવી એ પણ પાપ છે. બેઠકમાં ભટ્ટાચાર્યના આગમન સમયે તે પાખંડ પુસ્તકો જોઈ ખૂબ તર્ક વિતર્ક ચાલે છે. તમારા ભાઈ વિદ્યાસાગરના વિચારોને અનુમોદન આપતા હશે કે નહિ તે તમે તમારી જાતે સમજી જજો. એક દિવસ વિધવા-વિવાહનો પક્ષ લઈ તેનો શાસ્ત્રાર્થ સમજાવી પાઠશાળા સમરાવવા તેનો પંડિત દસ રૂપિયા લઈ ગયો. તેને બીજે દિવસે ઉમાશંકર મિશ્ર મીમાંસકે વેદ

અને ધર્મશાસ્ત્રનું પ્રમાણ બતાવી વિધવા વિવાહનું ખંડન કર્યું. તેની કન્યાના લગ્નમાં મેં પાંચ તોલા સોનાના એક જોડ બલૈયાં ઘડાવી આપ્યા. તમારા ભાઇ, સિવાય વિધવાવિવાહનો આટલો પક્ષપાતી બીજો કોઇ તો નહિ હોય !

મારા દુ:ખી દિલની દર્દભરી કહાણી સંભળાવી તમારો જીવ બાળ્યો. કોણ જાણે તું કેટલીએ મારા પર ગુસ્સે થશે ? પણ શું કરું ? જો હું તને મારા મનની વેદના ન કહું તો કોને કહું ? મારે હજી કહેવાની ઘણી વાતો બાકી રહી ગઈ છે. પણ તારું મુખ જોતાં આજ આથી વધુ કહેવાનું સાહસ હું કરતી નથી. તારા કોમળ હૃદય પર મારા કઠોર દુ:ખનો ભાર એક જ સમયે લાદવો એ ઉચિત નથી. એ તારાથી સહન નહિ થાય. કોઇ વાર વળી અવસર મળતાં તમારા ભાઈનો અભિનય પ્રેમાભિનયની વાત જણાવીશ. આ બધી વાતો કોઈને કહીશ નહિ. તને મારા સોગંદ છે. તારા સ્વામીને આ પત્ર બતાવીશ નહિ.

શું તું અમને મળવા નથી ઇચ્છતી ? હવે તું શું કામ અમને મળવા આવે ? મળવાથી દુ:ખ સિવાય સુખ મળવાનું નથી, તો પણ આ સમયમાં એક વાર અહીં આવી જાય તો હું ઘણી ખુશી થઈશ. તારા આવવાથી મારું સઘળું દુ:ખ હું વીસરી જઈશ. જરૂર આવજે. તારા આવવાથી મારા અનેક દુ:ખ દૂર થશે.

તારા બાળકના તથા સ્વામીના ખુશખબર જલદી લખજે.

તારી સૂર્યમુખી "

કમલે પ્રત્યુત્તરમાં લખ્યું કે—

" તમે તો પાગલ થઈ ગયા લાગો છો, નહિ તો સ્વામીના હૃદય પર પૂરો વિશ્વાસ રાખો. કદી કોઈ પ્રકારનો તેમના પર સંદેહ

ન કરો. પ્રેમનો જેવો વ્યવહાર પૂર્વે રાખતા હતા તેવોજ ચાલુ રાખો. તમારો વિશ્વાસ તેમના પરથી એકદમ ઊઠી જશે તો પછી તમે જીવીને પણ શું કરશો ! પાણીમાં ડૂબી મરો. હું તર્કશાસ્ત્રની પંડિતા બનીને તમને શિખામણ આપું છું. તમે ગળામાં ઘડો બાંધીને વરુણદેવની સેવામાં તમારી જાતને અર્પણ કરી શકો છો. સ્વામી પર જેનો વિશ્વાસ નથી તેને માટે મરી જવું એજ બહેત્તર છે.

પણ જ્યાં સુધી હું તમારી પાસે ના આવું ત્યાં સુધી મરવાની ઇચ્છા મોકુફ રાખીને પણ મરશો નહિ. પ્રથમ તમારું ઉદાસીન મુખ મને બતાવીને પછી મરજો. બાકી બધા કુશળ છે.

●

## ૧૨

દિવસો જતાં નગેન્દ્રની માનસિક દશા ધીમે ધીમે બદલાવા લાગી. સ્વચ્છ આકાશમાં કાળાં વાદળાં દેખાવા લાગ્યાં. તે જોઈ સૂર્યમુખી છાના આંસુ સારતી. તે કમલની વાત માનવી વ્યાજબી ગણતી. તે વિચારતીઃ 'હું શા માટે સ્વામી પ્રતિ અવિશ્વાસ રાખું? તેનું ચિત્ત અચળ પહાડ છે, તેને ડગાવી શકનાર છે? મારી જ ભૂલ થાય છે. તેને જરૂર કોઈ બિમારી લાગુ પડી હશે.' સૂર્યમુખીએ આ રીતે મનોમન કંઈક વિચાર કરી પોતાના મનમાં ધૈર્ય ધારણ કર્યું.

તેમના મકાનમાં એક સાધારણ ડૉક્ટર રહેતો હતો. સૂર્યમુખી ઘરની અધિષ્ઠાત્રી હતી, તેથી તે સૌની સાથે પડદામાં રહી વાત કરતી હતી. દરવાજામાં એક ચક ભેરવવામાં આવ્યો હતો. ઓરડાની અંદર દરવાજા પાસે તે ઊભી રહેતી અને બારણા બહાર બોલાવવામાં આવેલો આદમી ઊભો રહેતો, ચકની અંદરની બાજુ એક દાસી ઊભી રહેતી, તેની મારફત સૂર્યમુખી વાત કરતી હતી. ડૉક્ટરને પણ જ્યારે કંઈ પૂછવાનું હોય ત્યારે પણ તે તે રીતે જ વાત કરતી. સૂર્યમુખીએ ડૉક્ટરને બોલાવી કહ્યુંઃ "બાબુની તબિયત હાલમાં ઠીક નથી રહેતી. તેમને કેમ કંઈ દવા નથી આપતા?"

ડૉક્ટરે કહ્યુંઃ "તેમની તબિયત કેમ ઠીક નથી રહેતી? તેમને શું દર્દ થયું છે તે હું જાણતો નથી. તેમની બીમારીની વાત મેં કોઈને મોઢે સાંભળી પણ નથી."

"બાબુએ કંઈ કહ્યું નથી?"

"નહિ. શું થયું છે?"

"શું થયું છે તે આપ ડૉક્ટર થઈને પણ નથી જાણતા ! તો પછી હું કેવી રીતે જાણું ?"

ડૉક્ટર કંઈક શરમાયો. તેણે કહ્યું: "ઠીક, હું જઈને પૂછું છું." એમ કહી જવા માંડયું. સૂર્યમુખીએ તેને રોકીને કહ્યું: "બાબુને કંઈ પૂછશો નહિ. ફક્ત દવા જ આપજો."

ડૉક્ટરે કહ્યું: "જેવી આપની આજ્ઞા. દવા બાબતની ચિંતા આપ બિલકુલ ના કરશો." એમ કહી તે ચાલ્યો ગયો. દવાખાને જઈ થોડો સોડા, થોડો પોર્ટવાઈન, થોડો ફેરી બ્રિયુરેટિસ અને એકાદ બીજી દવા મેળવીને શીશીમાં ભરી બુચથી બંધ કરી શીશી ઉપર સાંજ–સવાર, દિવસમાં બે વાર એમ સૂચના પણ લખી દીધી.

સૂર્યમુખી નગેન્દ્રને દવા પીવડાવવા ગઈ. નગેન્દ્રએ શીશી હાથમાં લઈ એક બિલાડી સામે બેઠી હતી તેના પર તે શીશીનો ઘા કર્યો. તે બિલાડી જીવ લઈને નાઠી. શીશી તેની પૂંછડીને લાગીને દૂર સુધી ગબડતી ગબડતી ચાલી ગઈ. સૂર્યમુખીએ કહ્યું: "તમે ઔષધ પણ લેતા નથી, તમને શું થાય છે મને તો કહો."

નગેન્દ્ર ગુસ્સે થઈ બોલ્યો: "શું થયું છે ?"

"તમારું શરીર તો જુઓ, સુકાઈને કેવું થઈ ગયું છે ?" સૂર્યમુખીએ એમ કહી એક દર્પણ લાવી નગેન્દ્રનું મોઢું બતાવ્યું. નગેન્દ્રએ તે દર્પણ લઈ દૂર ફેંકી દીધું. તેના ટૂકડે ટૂકડા થઈ ગયા. તે જોઈ નગેન્દ્રની આંખો ગુસ્સાથી લાલ થઈ ગઈ અને તે ઓરડાની બહાર ચાલ્યો ગયો. સૂર્યમુખીની આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યા. બહાર એક નોકર બેઠો હતો તેને નગેન્દ્ર બેકસૂર મારવા લાગ્યો.

આ પૂર્વે નગેન્દ્ર શાંત પ્રકૃતિનો આદમી હતો. હવે વાત વાતમાં તે ક્રોધે ભરાતો હતો.

ફક્ત ગુસ્સો જ નહિ. તેનાથી પણ તેણે આગળ એક કદમ ભર્યું હતું. એક દિવસ રાતના ભોજનનો સમય વીતી ગયો તો પણ નગેન્દ્ર ભોજન માટે ન આવ્યો. સૂર્યમુખી તેની પ્રતીક્ષા કરતી બેઠી હતી. રાત ઘણી વીતી ચૂકી. મોડી રાતે તે આવ્યો, તેને જોઈ સૂર્યમુખી

આશ્ચર્ય થઈ. નગેન્દ્રની આંખો લાલ હતી, ચહેરા પર એક જાતનો વિકૃત ભાવ દેખાતો હતો. "શું તેમણે મદ્યપાન કર્યું હશે? તે કદી પણ શરાબ પીતા ન હતા. પીવાની વાત દૂર રહી પણ કદી તેને હાથ પણ લગાડ્યો ન હતો." આમ વિચારતી સૂર્યમુખી વિસ્મિત થઈ.

એ દિવસથી રોજ એમ જ બનવા લાગ્યું. એક દિવસ સૂર્યમુખીએ સ્વામીના બંને પગ પકડીને આંખમાં અશ્રુ સાથે તેને અનેક રીતે સમજાવ્યો, અને કહ્યું: "મારા આગ્રહ ખાતર પણ એને છોડી દો."

"શરાબ પીવો એમાં દોષ પણ શો છે?"

આટલા જ જવાબથી તેના આગ્રહનું નિવારણ થઈ ગયું, તોપણ તેણે કહ્યું: "દોષ શો છે, તે હું નથી જાણતી. જે તમે નથી જાણતા તે હું પણ નથી જાણતી, તો પણ મારો આગ્રહ છે."

"હું પાગલ થઈ ગયો છું. પાગલ પર શ્રદ્ધા રાખો યા ન રાખો, હવે તેની જરૂરિયાત પણ નથી."

સૂર્યમુખી ગૃહ બહાર ગઈ. નગેન્દ્રએ નોકરને જ્યારે માર્યો હતો ત્યારે નગેન્દ્રની સામુ આંસુ ન સારવાની સૂર્યમુખીએ પ્રતિજ્ઞા લીધી હતી.

એટલામાં દિવાનજી ત્યાં આવી પહોંચ્યા. તેમણે એક દાસીને બોલાવીને કહ્યું: "વહુને જઈને કહો કે સંપત્તિ ગઈ છે અને જે બાકી રહી છે તે પણ હવે રહેશે નહિ."

"કેમ?"

"બાબુ કંઈ જોતા નથી. સૌ નાના મોટા પોત પોતાની મરજીથી કામકાજ કરે છે. શેઠની બેદરકારીને લીધે મને કોઈ પૂછતું પણ નહિ. જેના મનમાં જેમ આવે છે તેમ કરે છે."

"જેની સંપત્તિ છે તે રાખશે તો રહેશે, નહિતો ગઈ તો છે જ."

આ પહેલાં નગેન્દ્રનાથ જાતે જમીનદારીના કામકાજનું ધ્યાન રાખતા હતા.

એક દિવસ ત્રણ ચાર હજાર માણસોનું એક ટોળું કચેરીના

ફાટક પાસે હાથ જોડીને ઊભું રહ્યું અને બૂમો પાડીને કહેવા લાગ્યું:

"અન્નદાતા! મુખીઓ અને પટેલોના દુર્વ્યવહારથી હવે તો અમારા લોકોના નાકમાં દમ આવી ગયો છે. અમારા લોકોનું સર્વસ્વ લઈ લીધું છે, અમને લોકોને કંગાલ બનાવી દીધા છે. જો તમે જ અમારા પોષક થઈને અમારી રક્ષા નહિ કરો તો કોણ કરશે?"

નગેન્દ્રએ હુકમ કર્યો: "બધાને બહાર કાઢી મૂકો. નકામા અહીં ઘોંઘાટ કરવા આવ્યા છે."

આ પહેલાં એક ગુમાસ્તાએ એક માણુસ પાસેથી એક રૂપિયો લાંચનો લીધો હતો. નગેન્દ્રએ આ અન્યાય ખાતર ગુમાસ્તાના પગારમાંથી દસ રૂપિયા કાપી લઈ તે માણુસને આપ્યા હતા.

હરદેવસિંહે નગેન્દ્રને લખ્યું:—

તમને શું થઈ ગયું છે? તમે શું કરી રહ્યા છો? મારી સમજમાં કંઈ આવતું નથી. તમારો પત્ર તો હમણાં મળતો જ નથી. કોઈ દિવસ મળે છે તો તેમાં બે ત્રણ લીટી લખાણુ હોય છે, અને તે પણુ બિલકુલ અર્થ વગરની! કાગળ દ્વારા કંઈક સમાચાર તો મળવા જોઈએ ને? શું તમે મારા પર ખફા થયા છો? જો એમ જ હોય તો સ્પષ્ટ જ શા માટે નથી જણાવતા? કેસમાં હાર થઈ હોય તો તે પણુ શા માટે લખતા નથી? બીજું લખતું હોય તો લખો વા ન લખો પણુ તમારી કુશળતાના સમાચાર તો અવશ્ય લખતા જ રહેજો.

નગેન્દ્રએ જવાબ લખ્યો—

મારા જવાબથી ગુસ્સે ના થશો. હું રસાતલ જઈ રહ્યો છું.

હરદેવ બુદ્ધિશાળી હતો. પત્ર વાંચી વિચાર્યું કે શું સમજવું? અર્થ–ચિંતા? બંધુ–વિચ્છેદ? કે પરસ્ત્રી–પ્રેમ? એમાંથી જરૂર એકાદ કારણુ પણુ હોવું જોઈએ.

કમલમુખીને તેની ભાભીનો એક વધુ પત્ર મળ્યો. એનું છેલ્લું વાક્ય એ હતું કે એક વાર અહીં આવી જાઓ. તમારા સિવાય મારું કોઈ હિતેશ્રી નથી. એક વાર આવીને અવશ્ય મને મળી જાઓ.

## ૧૩

સૂર્યમુખીનો પત્ર વાંચી કમલમુખી અસ્થિર બની. હવે તે સ્થિર ના રહી શકી. તે તેના સ્વામી પાસે પત્રની વાત કરવા ગઈ. દિનેશચંદ્ર અંદરના ઓરડામાં જમા ખર્ચ જોઈ રહ્યા હતા. તેની પાસે બિછાના પર બેસીને તેનો એક વર્ષનો પુત્ર સતીશચંદ્ર અંગ્રેજી અખબાર લઈ રમી રહ્યો હતો. પહેલાં તેણે તે ખાવા યત્ન કર્યો પણ તેમ ન થઈ શકવાથી તે પાથરીને તેના પર બેઠો.

કમલમુખીએ સ્વામીની પાસે જઈ ધરતી પર માથું ટેકવી હાથ જોડી અભિનય કરતાં કહ્યું: “ નમસ્કાર નામદાર ! ” [ એમના ઘરમાં થોડા દિવસ પૂર્વે નળ-દમયંતિનું નાટક ભજવાયું હતું. ]

દિનેશે હસીને કહ્યું: “ શું ફરીથી કોઈએ ખીરની ચોરી કરી છે ? ”

“ ખીર કે કાકડી નહિ. આ વખતે તો બહુ મોટી રકમની ચોરી થઈ છે. ”

“ ક્યાં ? શી ચોરી થઈ ? ”

“ ગોવિંદપુરમાં ચોરી થઈ છે, મોટાભાઈની સોનાની ડબ્બીમાં એક કાણી કોડી હતી તે કોઈ લઈ ગયું છે. ”

દિનેશ કમલનું બોલવું સમજ્યો નહિ તેથી કહ્યું: “ તારા ભાઈની સોનાની ડબ્બી તો સૂર્યમુખી છે. પણ કાણી કોડી કોણ ? ”

“ સૂર્યમુખીની બુદ્ધિ. ”

“ એથી જ લોકો કહે છે જે વ્યવહાર કરે છે તે એ કાણી

કોડીથી જ ! સૂર્યમુખીએ તે કાણી કોડીથી તારા ભાઈને ખરીદી રાખ્યો છે અને તારી આટલી બુદ્ધિ રહી છે તોપણ..."

દિનેશ આગળ કંઈ બોલવા જતો હતો પણ કમલે હાથ દઈ તેનું મોં બંધ કરી તેને આગળ બોલવા ન દીધો. હાથ ખસેડી લેતાં તેણે પૂછ્યું: "પણ તે કાણી કોડી કોણ ચોરી ગયું છે?"

"તે હું નથી જાણતી. પણ તેનો પત્ર વાંચી ખબર પડી કે કાણી કોડી ખોવાઈ ગઈ છે. નહિ તો તે બિચારી આવો પત્ર શા માટે લખે?

"હું તે પત્ર જોઈ શકું છું?"

કમલે તે પત્ર દિનેશના હાથમાં આપતાં કહ્યું:

"ખુશીથી વાંચો. સૂર્યમુખીએ એ બધી વાત તમને કહેવાની મનાઈ કરી છે. પણ જ્યાં સુધી હું બધી વાત તમને કરતી નથી ત્યાં સુધી મારા જીવને ચેન પડતું નથી. તમને પત્ર બતાવ્યા સિવાય મને ખાવાનું પણ નહિ ભાવે અને ઊંઘ પણ નહિ આવે."

દિનેશે હાથમાં ચિઠ્ઠી લઈ કંઈ વિચાર કરતાં કહ્યું: "જ્યારે તને એ પત્ર મને વાંચવા આપવાની મનાઈ કરી છે તો તો હું એ પત્ર વાંચીશ નહિ. અને એમાં શું લખ્યું છે એ સાંભળીશ પણ નહિ. હવે શું કરવાનું છે તે આગળ કહે."

"સૂર્યમુખીની બુદ્ધિ ખોવાઈ ગઈ છે એને એ પાછી મેળવી આપવાની છે. બુદ્ધિ મનુષ્ય આપશે બીજું કોણ ભલા? બુદ્ધિ છે તે સતીશબાબુમાં છે. તેથી સતીશને તેની મામીએ એકવાર ગોવિન્દપુર આવવા લખ્યું છે."

સતીશે તે દરમિયાન ફૂલદાની ફૂલ સહિત ગબડાવી પાડી હતી. અને તે પછી ત્યાં પડેલો ખડિયો ગબડાવવાના વિચારમાં હતો. તે જોઈ દિનેશે કહ્યું: "ખરેખર! બુદ્ધિદાતા તો બહુ જ ઉપયુક્ત છે. જે હોય તે ખરું. હવે હું સમજી ગયો છોકરો જશે તો તેની સાથે

છોકરાની મા પણ કંઈ ગયા વગર રહેવાની હતી ? સૂર્યમુખીની કાણી કોડી ખોવાઈ ગઈ ન હોત તો તે આવું શા માટે લખત ?"

"એકલા સતીશનું કંઈ નિમંત્રણ નથી. મારું અને સાથે આપનું પણ છે."

"મને શા માટે ?"

"શું હું એકલી જઈશ ? મારી સાથે પાનનો ડબ્બો ને હાથ લૂછવાનો નેપકીન વગેરે કોણ લાવશે ?"

"આવી તે કાંઈ સૂર્યમુખીની રીત હોય ? ફક્ત પાનના ડબ્બા ને નેપકીન વગેરે માટે પતિની હાજરીની જરૂર જણાતી હોય તો હું બે દિવસ માટે એક પતિ ભાડે લઈ આવી તારી સાથે મોકલી આપુ."

કમલને આ સાંભળી ઘણો ગુસ્સો આવ્યો. તેણે મોં મચકોડી દિનેશ તરફ નજર ફેંકી ને તે જે કાગળ લખી રહ્યો હતો તેને ફાડી નાખ્યો. દિનેશે હસીને કહ્યું: "કેમ મારી સાથે મજાક કરવા આવી ?"

કમલે કૃત્રિમ ક્રોધથી કહ્યું: "મારી મરજી. હું મજાક કરીશ."

દિનેશ પણ કૃત્રિમ ક્રોધથી બોલ્યો: "મારી મરજી. હું પણ કરીશ."

કમલે દિનેશ તરફ મોં મચકોડી, દાંતથી હોઠ દાબી તર્જની આંગળી બતલાવી. આ સંકેતનો અર્થ એ હતો કે 'ખબરદાર, આજ પછીથી આવી વાત બોલ્યા તો !'

દિનેશે તેનો હાથ પકડી લીધો.

કમલે દિનેશના ત્યાં પડેલા ખડિયાની શાહી પીકદાનીમાં ઢોળી દીધી.

દિનેશે દ્રુત ગતિથી દોડી પ્રેમથી કમલને પકડી ચુંબન કર્યું. કમલે પણ અનુરાગથી અધિર બની તેના ચુંબનનો ભરપૂર બદલો લીધો.

આ બંનેના મુખચુંબનથી સતીશને ઘણો હર્ષ થયો. તે માતાનો ઘૂંટણ પકડીને ઊભો થયો ને ઉભયના મુખ તાકીને જોતાં ખીલ-

ખીલાટ હસવા લાગ્યો તેના ખીલખીલાટનો અવાજ કમલમુખીના કાનમાં કેવો મધુર લાગ્યો તે તેના સિવાય બીજું કોઈ સમજી શકે નહિ, તેણે ઝટ સતીશને ગોદમાં ઉઠાવી ને કેટલીએ વાર તેના મુખને ચૂમ્યું. ત્યારબાદ દિનેશે પણ કમલની ગોદમાંથી સતીશને લઈ તેને ચુંબન કર્યું. પછી સતીશ ગોદમાંથી નીચે ઉતરીને પિતાની ત્યાં પડેલી સોનેરી પેન્સીલ લઈ તેને ખાવાની ચીજ સમજી મોંમાં ઘાલી ચાટવા લાગ્યો.

દિનેશે કમલને પૂછ્યું: "તું શું સાચેસાચ ગોવિન્દપુર જવા ઇચ્છે છે ? હું એકલો અહીં કેવી રીતે રહીશ ?"

"શું હું તમને અહીં એકલા મૂકીને જવા ઇચ્છું છું ? હું પણ જઈશ અને તમે પણ જશો. જાઓ, જલદી જલદી ઓફિસનું કામ પૂરું કરી આવો. જો મોડું થશે તો હું ને સતીશ અમે બંને બેઠા બેઠા રડીશું."

"હું હમણાં કેવી રીતે આવી શકું ? બધી ખરીદીનો તો આ વખત છે, તું એકલી જા, હું તારી સાથે નહિ આવી શકું."

"આવ બેટા સતીશ ! આવ ! હું રડું છું. તું પણ રડવાનું શરૂ કર."

માતાનો આદર ભર્યો પુકાર સતીશને કાને પડયો. સતીશ ઝટ પેન્સીલ ચાવવાની છોડીને માની તરફ જોઈને આનંદથી હસી પડ્યો. આથી કમલનું રડવું આ વખતે બંધ થઈ ગયું. સતીશને છાતીએ ચાંપી તેના મુખને ચુંબન કર્યું. કમલે પૂછ્યું: "હવે આપની શી આજ્ઞા છે ?"

"તમે જાઓ, હું ના કહેતો નથી. પણ ખરીદીના સમયે મારું જવું એ ઠીક નથી."

કમલ મોં ફેરવીને બેસી રહી તે કંઈ બોલી નહિ.

દિનેશની કલમમાં થોડી શાહી રહી હતી. દિનેશે તે કલમ લઈ પાછળથી જઈ કમલના કપાળ પર એક લીટી કરી. કમલે હસીને

કહ્યું: "હું તમને કેટલી ચાહું છું તે તમે નથી જાણતા." એમ કહી તે દિનેશને વળગી પડી. કપાળમાં લાગેલી શાહી દિનેશના ગાલે લાગી. આખરે કમલે કહ્યું: "જો તમારાથી ન જ આવી શકાય એમ હોય તો પછી મારો જવાનો બંદોબસ્ત કરી આપો.

"પાછી ક્યારે આવીશ ?"

"એમ કેમ પૂછો છો ? તમે ત્યાં આવનાર નથી તો પછી હું ત્યાં કેટલા દિવસ રહેવાની હતી ?"

દિનેશે કમલમુખીને ગોવિંદપુર મોકલી આપી. પણ દિનેશને તે દિનની ખરીદીમાં કંઈ લાભ મળી શકયો નહિ. કારકુનો વાત કરતા હતા કે દિનેશબાબુની ભૂલ થાય છે. આજકાલ બધા કામોમાં તે બરાબર ધ્યાન આપતા નથી. કેવળ ઘરમાં બેસીને કંઈ વિચારો કર્યા કરે છે. એક દિવસ એવી વાતો સાંભળીને દિનેશે કારકુનોને કહ્યું: "એમ બનવું અસંભવ નહતું. કારણ કે ગૃહલક્ષ્મી મને છોડીને ચાલી ગઈ હતી હું લક્ષ્મીહીન થઈ ગયો હતો."

આ સાંભળીને તે લોકો મોં ફેરવીને ધીમેથી બોલ્યા: "છી... છી. બાબુજી પરમ સ્ત્રીભક્ત છે." આ વાકય દિનેશ સાંભળી ગયો. તેણે ખુશ થઈને નોકરને બોલાવીને કહ્યું: "ગનુ ! જા સારી રીતે ભોજનની વ્યવસ્થા કર. આજે આ બધા અહીં જ જમશે."

●

# ૧૪

ગોવિન્દપુરના જમીનદાર નગેન્દ્રનાથના ઘરમાં કમલના આગમનથી જાણે કે અંધકારમાં એક જ્યોત પ્રગટી. કમલનું વિકસિત મુખ જોઈ સૂર્યમુખીને પણ શાંતિ થઈ અને તેની આંખના આંસુ સૂકાયાં. કમલ ઘરમાં આવીને તુરત જ સૂર્યમુખીના અસ્તવ્યસ્ત થયેલા વાળ ઓળવા બેસી ગઈ. ઘણા દિવસોથી સૂર્યમુખીએ વાળ ઓળ્યા ન હતા. કમલે કહ્યું: "આમ જુઓને! આ બે ફૂલ તમારા અંબોડામાં નાખું છું." સૂર્યમુખીએ તેના ગાલમાં એક ચૂંટી ખણી. "ઠીક ભાઈ, નહિ નાખું બસ?" એમ કહી કમલે ચૂપકીથી બે ફૂલ ખોસી દીધાં. પડોશની સ્ત્રીઓ જે કમલને મળવા આવી હતી તે આ જોઈ બોલી ઊઠી: "જુઓ તો બાઈ આટલી ઉંમરે પણ આવા શોખ?"

કમલના મૌલિક પ્રકાશ સામે નગેન્દ્રના મુખમંડળનું વાદળ છુપાઈ શક્યું નહિ. નગેન્દ્રને જોઈને કમલે ઝટ તેના ચરણ પકડી તેને પ્રણામ કર્યા. નગેન્દ્રએ કહ્યું: "કમલ તું ક્યાંથી આવી પહોંચી?"

કમલ માથું નીચે નમાવી સંકોચાતી બોલી: "છોકરો પકડી લાવ્યો છે."

"એમ? ક્યાં ગયો એ લુચ્ચો?" એમ કહી સતીશને ગોદમાં લઈ તેનું મુખ ચૂમ્યું સતીશે કૃતજ્ઞ બની તેના મ્હોં પર લાળ લગાડી તેની દાઢી ખેંચી.

કુંદનને જોઈ કમલે કહ્યું: "એય કુંદી, મુંદી, દુંદી, લ્હેરમાં તો છે ને?"

કુંદન અવાક્ રહી. થોડીવાર પછી બોલીઃ

"હં."

"હં શું? એમ કહેને 'બહેન, મઝામાં છું.' મને બહેન કહીને બોલાવ. નહિ તો તારા માથા પર સળગતા લાકડાં મૂકી દઈશ."

કુંદને બહેન કહેવાનો આરંભ કર્યો. જ્યારે તે કલકત્તામાં કમલની પાસે હતી ત્યારે કમલ સાથે વગર સંબોધને વાત કરતી, તેની સાથે વધારે પડતી કંઈ વાત પણ કરતી નહિ, પણ કમલના પ્રેમાળ સ્વભાવને લીધે તે કમલને ચહાતી હતી. ઘણાં વર્ષોથી મુલાકાત થઈ ન હતી તેથી કમલ કેટલીએ વાતો ભૂલી ગઈ હતી. પણ પુનઃ ઉભય વચ્ચે સ્નેહ પૂર્વવત્ શરૂ થયો.

પ્રેમનું સ્વરૂપ દિન પ્રતિદિન ગાઢું થવા લાગ્યું. કમલે સાસરે જવાનો વિચાર કર્યો. સૂર્યમુખીએ કહ્યુંઃ "હજી બે દિવસ વધુ રોકાઈ જાઓ, તમારા ગયા પછી મારું જીવવું મુશ્કેલ છે પછી તો તમને બધી વાત કરવાનો પણ વખત નહિ રહે."

"પણ હું તમારું કામ કર્યા સિવાય નહિ જાઉં."

"મારું શું કામ કરીશ?"

કમલે મોટેથી કહ્યુંઃ "તમારું શ્રાદ્ધ" પણ મનમાં બોલીઃ "તમારો કંટકોદ્ધાર."

કુદન કમલના જવાની વાત સાંભળી પોતાના ઓરડામાં જઈ રડવા લાગી. કમલ ચૂપકીથી પગ દાબીને ચાલતી તેની પાછળ પાછળ ગઈ. ત્યાં જઈને જોયું તો કુંદન તકિયા પર માથું રાખીને રડી રહી છે. કમલ સમજાવીને તેની પાસે માથું ઓળતી બેઠી. કમલને માથું ઓળવાનો એક રોગ હતો. માથું ઓળીને કમલે કુંદનનું માથું પોતાના ખોળામાં લીધું ને તેના આંસુ પોતાના લૂગડાથી લુછ્યાં. કમલે પૂછ્યુંઃ "કુંદી! કહે તો ખરી શા માટે રડે છે?"

"તમે શા માટે જવાની વાત કરો છો?"

કમલ ગુસ્સે થઈ. પણ એ ગુસ્સામાંએ તેની આંખમાંથી બે આંસુ પડ્યા વિના ન રહ્યા. તે ગાલ પરથી ટપકી તેના હસતા ચહેરા પર પડ્યા. જાણે ગરમીમાં વરસાદ થયો.

"હું જવાની છું તેમાં તું રડે છે શું કામ?"

"તમે મને ચાહો છો?"

"મારા સિવાય અન્ય તને કોઈ નથી ચહાતું?"

કુંદન ચૂપ થઈ ગઈ. કમલે કહ્યું: "તને કોણ નથી ચહાતું? સૂર્યમુખી ચહાતી નથી? મારાથી કંઈ છુપાવીશ નહિ." કુંદન અનુત્તર રહી.

"ભાઈ તને ચહાતો નથી?"

કુંદન હજી પણ અનુત્તર રહી.

કમલે કહ્યું: "જ્યારે હું તને ચાહું છું અને તું પણ મને ચાહે છે તો પછી મારી સાથે તું શા માટે નથી આવતી?"

કુંદન કંઈપણ બોલી નહિ.

કમલે પૂછ્યું: "તું મારી સાથે આવીશ?"

કુંદને માથું હલાવી કહ્યું: "ના."

કમલે ખૂબ સ્નેહપૂર્વક કુંદનને છાતી સાથે ચાંપી તેના બન્ને ગાલ બે હાથથી દાબીને કહ્યું: "કુંદ! સાચે સાચું કહેજે."

"શું?"

"જે હું પૂછું તે. હું તારી ધર્મની બહેન છું. મારાથી કોઈ વાત છૂપાવીશ નહિ. હું કોઈને નહિ કહું. સોગનપૂર્વક તને કહું છું."

"શું પૂછો છો?"

"શું તું ભાઈને ખૂબ જ ચાહે છે? સાચેસાચું કહેજે."

કુંદને ઉત્તર ના આપ્યો. તે કમલની છાતીમાં મોં છૂપાવી રડવા લાગી.

કમલે કહ્યું: "હું સમજી ગઈ. તારે મરવું હોય તો મર પણ સાથે સાથે તારી જોડે બીજાંઓ પણ મરી રહ્યાં છે."

કુંદન માથું ઊંચુ કરી અશ્રુભરી આંખોથી કમલના મુખ સામે તાકી રહી. કમલ તેના મનનો ભાવ સમજીને બોલીઃ "આ તારી આંખોએ જ આ બધી ઉપાધિ ઊભી કરી છે, જોતી નથી કે......" આગળ તેનાથી બોલાયું નહિ. કુંદન ફરીથી કમલને ભેટીને રડવા લાગી. તે ઘણીવાર રડતી રહી. કમલની આંખમાંથી પણ આંસુ વહ્યાં જતાં હતાં.

પ્રેમ શું છે તે કમલ જાણતી હતી. તે કુંદનના દુઃખથી ઘણી દુઃખી થઈ તેણે કુંદનના આંસુ લૂછ્યાં. ને કહ્યું: "કુંદ!"

કુંદને માથું ઊંચુ કરી કતરાતી દૃષ્ટિએ કમલ તરફ જોયું.

"તું મારી સાથે ચાલ."

કુંદનની આંખમાંથી પુનઃ અશ્રુધારા ચાલી.

"ના આવવું હોય તો અહીં રહીને મર. સોના જેવો સુખમય સંસાર ધૂળમાં મેળવજે. બીજું શું થવાનું હતું?"

કુંદનને રડતી જોઈ કમલે ફરીથી કહ્યું: "ખૂબ સમજીને વિચાર કરી જો. તું મારી સાથે આવીશ કે અહીં રહીશ?"

કુંદને ઘણી વાર પછી આંખો લૂછતાં કહ્યું:

"આવીશ."

જવાબ આપવામાં શા માટે વિલંબ થયો તે કમલ સમજી ગઈ. કુંદને બીજાના મંગલ ભવનમાં અમંગલ રૂપ ન રહીને પોતાની જાતનો બલી દેવાનો નિશ્ચય કર્યો. તે નગેન્દ્ર અને સૂર્યમુખીના હિતને ખાતર નગેન્દ્રને ભૂલી જવા સ્વીકૃત થઈ.

આ જ સમયે હરિદાસી સાધ્વીએ આવીને ગીત ગાવાનો આરંભ કર્યો હતો–

" કાંટા બને તુલતે ગેલામ કે લંકેર ફૂલ,
માથાય પરલેમ માલા ગેથે, કાને પરલેમ દુલ. "

આજે સૂર્યમુખી અહીં હાજર હતી. તેણે કમલને ગીત સાંભળવા બોલાવી. તે કુંદન સાથે ગીત સાંભળવા આવી, સાધ્વી ગાવા લાગી–

" મોરી મરબો કાંટા ફૂટે
ફૂલેર મધુ ખાબો લૂટે.
ખુજે બેડાઈ કો થાય ફૂટે નવીન મુકુલ. "

કમલે મુખ મચકોડી કહ્યું: " સાધ્વીજી, તમારા મોમાં દેવતા પડે. તું મરી કેમ નથી જતી ? તું શું બીજું કોઈ ગીત નથી જાણતી કે આવું ગીત ગાય છે ? "

સાધ્વીએ કહ્યું: " કેમ ? "

કમલના ગુસ્સાનો પારો વધુ ઉપર ગયો ને બોલી: " કેમ ! ઊભી રહે ! " હું તને 'કેમ'નો અર્થ સમજાવું છું. દાસીને બોલાવી કહ્યું: " જા તો એક બાવળની ડાળી લઈ આવ, કાંટા પહેરવાથી કેવું સુખ મળે છે તે હું આ સાધ્વીને સમજાવવા ઇચ્છું છું. "

સૂર્યમુખીએ ઘણી નમ્રતાથી કહ્યું: " આવા બધા ગીતો અમને સાંભળવા સારા નથી લાગતા. ગૃહસ્થના ઘરમાં ગાવા યોગ્ય ગીત ગાઓ. "

હરિદાસીએ કહ્યું: " ઠીક, ગાઉં છું. " એમ કહી ગાવા લાગી–

" પઢૂંગી ધર્મકી પોથી કરુંગી પાઠ ઔર પૂજા,
જપૂંગી નામ દિલબરકા ન જાનૂં ઔર કૂછ દૂજા. "

કમલે મોં વાકું કરી કહ્યું: "ભાભી સાહેબ, આ સાધ્વીનું ગીત તમને સારું લાગે છે તો તમે સાંભળો. હું તો જાઉં છું." એમ કહી તે ચાલી ગઈ. સૂર્યમુખી પણ અપ્રસન્ન થઈ ઊઠી ગઈ. બીજી સ્ત્રીઓ જે બેઠી હતી તે પણ પોતપોતાના કામે ચાલી ગઈ. અને જે બેસી રહી હતી તે પોતાના કામકાજને લીધે બેસી રહી.

કુંદન જ્યાં બેઠી હતી ત્યાંની ત્યાં બેસી રહી. એનું કારણ તે વિચારમગ્ન હતી. તેનું ચિત્ત ઠેકાણે નહતું. તે ચિંતા સમુદ્રમાં ડૂબી ગઈ હતી. તેથી તે બેસી રહી હતી. ગીત સાંભળવાનો તેનો હેતુ ન હતો. કારણ કે જે જેનો મર્મ નથી જાણતું તે તેને પ્રિય લાગતું નથી. હરિદાસીએ બીજું ગીત ન ગાયું. ત્યાં બેઠેલી બીજી સ્ત્રીઓ સાથે તે અહીં તહીંની વાતો કરવા લાગી. ગીત ગવાતું ન સાંભળી બીજી સ્ત્રીઓ ધીમે ધીમે ઊઠી ગઈ. એકલી કુંદન જ બેસી રહી. જાણે તેના પગમાં ચાલવાની શક્તિ જ ન હોય! કુંદનનો એકાંતમાં મેળાપનો લાભ લઈ હરિદાસી ધીમે ધીમે વાત કરવા લાગી. ઘણી વાતો તેણે કહી. કુંદને સ્થિર ચિત્ત ન હોવાને કારણે કંઈ સાંભળ્યું કંઈ ન સાંભળ્યું.

સૂર્યમુખી આ બધું દૂરથી જોઈ રહી હતી. જ્યારે એ બંનેને વાતચીત કરતાં જોયાં ત્યારે તે કમલને બોલાવી લાવી. કમલે કહ્યું: "વાત કરતી હોય તો કરવા દો ને. તે પણ સ્ત્રી છે ને કંઈ પુરુષ તો નથી ને?"

"તે સ્ત્રી છે કે પુરુષ તેની શી ખાતરી?"

કમલે વિસ્મય થઈ પૂછ્યું: "એમ કેમ?"

"મને લાગે છે કે તે કોઈ છળવેશી પુરુષ છે. હું હવે બરાબર સમજી છું. કુંદન ઘણી પાપિની છે."

"જરા થોભો. હું એક બાવળની ડાળ લઈ આવું. અને એને કાંટા પહેરવાનું સુખ બતલાવું છું. મર્દ થઈને સ્ત્રી બનવાની મજા ચખાડું છું."

એમ કહી કમલ બાવળની ડાળ લાવવા કોઈ દાસીને મોકલવા ગઈ. રસ્તામાં જ સતીશનો ભેટો થયો. સતીશ મામીની કંકુની ડબ્બી લઈને બેઠો હતો. અને તેમાંથી કંકુ કાઢીને ગાલ પર, નાક પર, દાઢી પર, છાતી પર, પેટ પર ને પગ પર લગાડી રહ્યો હતો. તે જોઈને કમલ બાવળની ડાળ ને કુંદન તથા સાખી સૌને ભૂલી ગઈ.

સૂર્યમુખીએ તેની દાસી મહામાયાને બોલાવી. તો મહામાયાનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે.

નગેન્દ્ર તથા તેના પિતા ઘરની દાસીઓ સારા સ્વભાવની હોય તે પર વિશેષ ધ્યાન રાખતા હતા. આ કારણથી વધુ પગાર આપીને પણ સારા ઘરની સ્ત્રીઓને દાસીના કામ નિયુક્ત કરતા હતા, તેમના ઘરમાં દાસીઓ સુખથી અને સન્માનથી રહેતી હતી. આથી ગરીબાઈને કારણે સારા સારા ઘરની છોકરીઓ તેમના ઘરમાં દાસીનું કામ કરવું પણ પસંદ કરતી. આ પ્રમાણે જે દાસીઓ હતી તેમાં મહામાયા પ્રધાન હતી. નગેન્દ્રના બાપ મહામાયાની દાદીને બીજા ગામથી તેડી લાવ્યા હતા. પહેલાં એની દાદી દાસી કામમાં નિયુક્ત થઈ હતી. મહામાયા જ્યારે બાલિકા હતી ત્યારે તે તેની દાદી સાથે આવી હતી.

જ્યારે મહામાયા ઉંમર લાયક થઈ ત્યારે તેની દાદીએ નોકરી છોડી ભેગા કરેલા પૈસામાંથી ગોવિંદપુરમાં એક મકાન લઈ રહેવા લાગી—અને મહામાયા નગેન્દ્રના ઘરમાં કામકાજ કરવા લાગી.

આ સમયે મહામાયાની ઉંમર વીસ વર્ષની હતી. ઉંમરમાં તે બીજી દાસીઓ કરતાં નાની હતી પણ બુદ્ધિબળથી તેમજ સારા આચરણથી તે બધી દાસીઓની ઉપરી બની ગઈ હતી. માયાને ગોવિંદપુરમાં બધા બાલવિધવા સમજતા હતા. તેના સ્વામીના સંબંધમાં કોઈએ કશું સાંભળ્યું ન હતું. સાથે સાથે તેનું ચરિત્ર પણ નિષ્કલંક હતું. તે ખૂબ જ બોલકણી હતી. સધવાની માફક તે શૃંગાર સજતી હતી અને સુંદર સુંદર કપડાંને ઘરેણાં પહેરવાનો તેને શોખ હતો.

માયા દેખાવમાં ઠીક હતી. શ્યામ વર્ણી હોવા છતાંયે તેની

કાંતિ લાવણ્ય યુક્ત હતી. તેનું મુખ વાદળમાં ઢંકાયલા ચંદ્રમા જેવું હતું. કાળી નાગણુ જેવો તેનો કેશકલાપ હતો, સંગીતની શોખીન હતી અને ઘણીવાર એકાંતમાં બેઠી બેઠી ગાયા કરતી હતી. દાસીઓમાં અંદરો અંદર લડાઈ કરાવી તે તમાશો જોતી હતી.

રસોઈયણોને અંધારામાં બીવડાવતી હતી. બચ્ચાંઓને લગ્નના રીતરિવાજ શીખવતી હતી. કોઈ દાસીને સવાર સાંજ ઊંઘતા જોઈ જતી તો તેના મોં પર ચૂનો ને કોલસો લગાડતી હતી.

તે બહારથી સુંદર દેખાવવાળી પણ અંદરથી દોષથી ભરેલી હતી. તે તો આગળ પર આપણે જોઈશું. હાલ તો એને માટે એટલું જ બસ છે કે માયા અત્તરની શીશીઓની પણ ચોરી કરતી હતી.

સૂર્યમુખીએ માયાને પૂછ્યું: "આ સાધ્વીને ઓળખે છે?"

"નહિ, હું કદી ઘર બહાર પગ મૂકતી નથી. તો પછી હું આ સાધ્વીને કેવી રીતે ઓળખું? ઠાકુરવાડીની કામવાળીને બોલાવીને પૂછી જુઓ, રામદેઈ, સુખદેઈ કદાચ કહી શકે."

"આ ઠાકુરવાડીની વૈરાગણુ નથી. આ સાધ્વીની ઓળખાણુ તારે મેળવી જ આપવી પડશે. આ સાધ્વી કોણુ છે? ક્યાં રહે છે? કુંદનની સાથે લળી લળીને શી વાત કરતી હતી? આ બધી વાત તું મને મેળવી આપશે તો હું તને એક નવી બનારસી સાડી ઈનામ આપીશ."

નવી બનારસી સાડીનું નામ સાંભળી માયાની છાતી ઉમંગથી ઉભરાઈ ગઈ. તેણે પૂછ્યું: "એ વાત જાણુવા હું ક્યારે બહાર જાઉં?"

"તારી જ્યારે મરજી પડે ત્યારે. પણ હમણું તેની પાછળ પાછળ ગયા સિવાય ફરી એનો પત્તો મળવો મુશ્કેલ છે."

એટલામાં ત્યાં કમલ આવી પહોંચી. સૂર્યમુખીએ તેને બધી વાત કહી સંભળાવી. તે સાંભળી કમલ ખુશ થઈ. તેણે માયાને કહ્યું: "બાવળની ડાળ લેતી જાને. જો તારાથી બની શકે તો તેના શરીર પર કાંટા નાંખતી આવજે."

"ના કેમ બની શકે ? જે કહેશો તે કરી આવીશ. પણ એકલી સાડી નહિ લઉં હોં!"

"તો બીજું શું લઈશ ?"

કમલે કહ્યું: "તેને એક સ્વામી જોઈએ છીએ. કોઈની સાથે તેનું લગ્ન કરી આપોને ?"

સૂર્યમુખીએ કહ્યું: "ઠીક એમ તો એમ, કયા વરને પસંદ કરે છે. જો કહે તો તેની સાથે તારું લગ્ન કરી આપીશ."

"એ બધી વાત તો પછી, પણ મને ગમે એવો સ્વામી તો મારા ઘરમાં છે." માયાએ કહ્યું.

સૂર્યમુખીએ પૂછ્યું: "કોણ ?"

"યમરાજ!"

## ૧૬

તે દિવસે સંધ્યાસમયે કુંદન ફૂલવાડીમાં તળાવના કિનારે બેસીને વિચારવા લાગી. કોઈ વખત તળાવ તરફ જોતી તો કોઈ વખત નિર્મળ આકાશ તરફ મીટ માંડી જોઈ રહેતી, તળાવને કિનારે અનેક મનોરંજનના સાધનો પડ્યા હતા તોપણ કુંદનનું હૃદય ચિંતાથી વ્યાકુળ હતું. તે ભૂતકાળના બનેલા પ્રસંગો પર દૃષ્ટિ ફેંકી મનને સંતપ્ત કરી રહી હતી. અનેક વાતો સાથે તે મનમાં વિચારી રહી હતીઃ 'હાય ! આ દુનિયામાં મારું કોઈ નથી. બધાં જ ચાલ્યા ગયા. પહેલાં મા મરી, ભાઈ ગયા, બાપુ પણ મને છોડી ગયા તો પછી હું શા માટે જીવતી રહી? અથવા જીવતી રહી તો અહીં શા માટે આવી ? માણસ મરીને શું તારા થાય છે ?"

પિતાના મૃત્યુની રાત્રીએ કુંદને જે સ્વપ્ન જોયું હતું તે કુંદનને યાદ નહતું. આજ પણ યાદ નહતું. ફક્ત તેનો આભાસ માત્ર જ મનમાં આવ્યો. તેને એટલું જ યાદ આવ્યું કે સ્વપ્નમાં તેણે તેની માતાને જોઈ હતી અને તેને નક્ષત્ર લોકમાં આવવા કહ્યું હતું. તે વિચારવા લાગીઃ 'શું ખરેખર માનવી મૃત્યુ બાદ તારા બને છે ? અને જો એમ જ હોય તો શું મારા માતા પિતા નક્ષત્ર થયા હશે ? તો એ લોકો આ નક્ષત્રોમાંથી ક્યા નક્ષત્રો હશે તે હું કેવી રીતે જાણી શકું ? જે હશે તે પણ તેઓ તો મને જોતા જ હશે. કે હું આટલી દુઃખી થઈને રડી રહી છું ? જવા દે એ વાતને એ વિચારવાથી બહુ રડવું આવે છે, રડવાથી શો ફાયદો ? પણ જો હું ના રડું તો કરું પણ શું ? મારા ભાગ્યમાં તો રુદન જ સર્જાયું છે. નહિ તો મા, ભાઈ—અરે રામ રામ ! પાછી એની એ વાત ? મૃત્યુથી આ બધી ઉપાધિ ટળી જાય એમ છે. શું મારાથી ના મરી શકાય ?

ના—ના હું મરી શકું છું. કેવી રીતે? પાણીમાં ડૂબીને, હું પણ મૃત્યુને ભેટીને તારો બનીશ. મને કોઈ ઓળખી શકશે નહિ. હું સૌને ઓળખી શકીશ. સૌને જોઈ શકીશ. એમને પણ રોજ રોજ જોઈશ, કોને? કોને તે હું મોઢેથી બોલી શકતી નથી. કેમ બોલી શકતી નથી? અહીં કોણ સાંભળે છે? કોઈ નહિ. તો હું એનું નામ બોલું છું. ન—નગ—નગે—નગેન્દ્ર! નગેન્દ્ર!'

આ રીતે ધીમે ધીમે નગેન્દ્રનું નામોચ્ચારણ તેણે કંઈ કેટલીયે વાર કર્યું.

પછી તે બોલવા લાગી: 'મારા નગેન્દ્ર! મારા જીવનની જ્યોતિ નગેન્દ્ર! નહિ—નહિ મારા નહિ. હું કોણ? તે તો સૂર્યમુખીના છે. મેં એમનું નામ લીધું એમાં શું થઈ ગયું? તેથી શું હું એમની થઈ ગઈ? કદી નહિ. કદી તેમનું લગ્ન સૂર્યમુખીને બદલે મારી સાથે થયું હોત તો તો જુદી વાત હતી. મારે માટે ડૂબી મરવું એજ ઠીક છે. ધારો કે આજ હું ડૂબી મરી. કાલે પાણી ઉપર મારો દેહ તરવા લાગશે. ત્યારે બધાં સાંભળશે કે કુંદન ડૂબીને મરી ગઈ, નગેન્દ્ર!

નગેન્દ્ર બાબુ! મારા પ્રિય નગેન્દ્ર બાબુ આ સાંભળીને શું કહેશે? હું ડૂબીને નહિ મરું, હું ફૂલીને રાક્ષસણી જેવી થઈ જઈશ. નવસ્રું થઈ જશે. અને એવી હાલતમાં એ જુએ તો? ડૂબીને નહિ તો હું ઝેર ખાઈને તો મરી શકુંને? કેવું ઝેર ખાઉં? ઝેર ક્યાં મળશે? મને કોણ લાવી આપશે? ધારો કે મને કોઈએ ઝેર લાવી આપ્યું તો હું તે ખાઈ શકીશ? મરી શકીશ? પણ આજ નહિ. એકવાર દિલના કોડ પૂરા કરી લેવા દે. તે મને ચાહે છે. કમલ બોલતાં બોલતાં અટકી ગઈ હતી તે તે જ વાત હતી. શું એ વાત સાચી હશે? ધારો કે તે વાત સાચી છે. પણ તેણે કેવી રીતે જાણ્યું તે હું તેને ના પૂછી શકી. તે પ્રેમ કરે છે, કેવો પ્રેમ કરે છે? શું

જોઈને તે પ્રેમ કરે છે રૂપ કે ગુણ ? રૂપ જોઈને-ઠીક, હું જોઉં છું કે-

એમ કહી તે તળાવના પાણીમાં પોતાનું પ્રતિબિંબ નિહાળવા ગઈ પણ અંધકાર થયેલો હોવાથી કંઈ જોઈ શકાયું નહિ તેથી તે પોતાની જગા પર આવીને ફરીથી બેસી ગઈ, ને બોલવા લાગીઃ

'અરરર...જે વાત વિચારવા યોગ્ય નથી તેને હું શા માટે વિચારું છું ? મારાથી સૂર્યમુખી સુંદર છે, મારાથી નીલમણી, સુખદેઈ, સીતા, સરોજીની, શ્યામા, રામા, પ્રમદા બધી જ સુંદર છે. મારાથી મહામાયા દાસી પણ સુંદર છે. શ્યામવર્ણ હોય તેથી શું ? તેનું મુખ મારાથી પણ સુંદર છે. રૂપ તો ગયું હવે રહી ગુણની વાત. ગુણ પણ મારામાં કંઈ નથી. રૂપ ગુણ હતા નહિ અને છે પણ નહિ. મારાથી મરાશે નહિ. એજ વિચારું છું. નકામો વિચાર કરી રહી છું. જૂઠી વાત-તદ્દન જૂઠી વાત. એ જૂઠી વાતને પણ ખરી માનીને વિચારીશ. એમાં જ સુખ છે. પણ કલકત્તા તો જવું પડશે. નહિ. મારાથી નહિ જવાય, નહિ જવાય-કદાપિ નહિ જવાય. અને નહિ જઈને પણ શું કરીશ ? કમલનું કહેવું જો સાચું હોય હોય તો જેમણે મારે માટે આટલું કર્યું છે તેનો જ હું સર્વનાશ કરી રહી છું. સૂર્યમુખીના મનમાં કંઈ સંદેહ પડ્યો છે એવું લાગે છે, હોય કે ન હોય મારે જવું જ જોઈએ. મારાથી જવાતું નથી એટલા માટે જ ડૂબીને મરું છું. મરીશ-જરૂર મરીશ. બાપુ! તમે મને છોડીને ક્યાં ચાલ્યા ગયા ? શું મને અહીં ડૂબી મરવા માટે મૂકી ગયા હતા ?'

કુંદન આંખો પર હાથ મૂકી રડવા લાગી. જેમ અંધારું થતાં ઘરમાં દીપક થાય છે તેમ કુંદનને સ્વપ્નની બધી વાતો યાદ આવવા લાગી. તે એકદમ ઊભી થતાં બોલીઃ "હાય ! હું બધું જ ભૂલી ગઈ હતી. હું કેમ ભૂલી ગઈ ? મારી માની મારી સાથે મુલાકાત થઈ હતી. મારા ભાગ્યની વાત જાણીને મને નક્ષત્ર લોકમાં જવાનું કહ્યું

હતું. મેં એની વાત શા માટે ન માની ? હું શા માટે એની સાથે ન ગઈ ? હું શા માટે મરી ન ગઈ ? હું હમણાં જ મરી જઈશ. હવે જરા પણ વાર નહિ લગાડીશ. '

કુંદન ધીમે ધીમે પગથિયાં ઉતરવા લાગી. તે બિચારી ઘણી ભીરુ પ્રકૃતિની હતી, તે અબળા હતી. ડગલે ડગલે તેનું હૃદય ભયથી કંપતું હતું, તો પણ તે માતાની આજ્ઞાનું પાલન કરવા જઈ રહી હતી. તે સમયે કોઇએ આવીને તેની પીઠ પર ધીમેથી હાથ મૂક્યો. કુંદને ચમકીને પાછળ ફરીને જોયું, અંધકારમાં પણ તેણે નગેન્દ્રના હાથને ઓળખી કાઢ્યો, તે દિવસે તેનો મૃત્યુ સંકલ્પ પૂરો ન થયો.

નગેન્દ્ર ધિક્કાર છે તને ! શું આટલા દિવસના તારા શુદ્ધ ચરિત્રનું આ ફળ છે ? શું તેં આવું શિક્ષણ લીધું છે ? શું સૂર્યમુખી સાથે પ્રણય કરવાનું આ પ્રતિફળ છે ? નગેન્દ્ર ! તું ચોર છે, ચોરથી પણ અધિક નીચ છે. ચોર હોય તે તો વસ્ત્રાભૂષણ કે ધન દોલતની ચોરી કરે પણ તું તો સૂર્યમુખીનો પ્રાણ ચોરી રહ્યો છે. ચોરને કોઈ કંઈ આપતું નથી ત્યારે તે ચોરી કરે છે, પણ સૂર્યમુખીએ તને સર્વસ્વ આપ્યું છે, તો પણ તું એનું જીવન હણવા નીકળ્યો છે. નગેન્દ્ર ! તારે માટે મૃત્યુ સારું છે. તારામાં જો કંઈ સાહસવૃત્તિ હોય તો કુંદનને બદલે તું જ તળાવમાં ડૂબી મર.

અને અનાથ કુંદન ! તને પણ હજ્જારોવાર ધિક્કાર છે, ચોરના સ્પર્શથી તારું શરીર કંટકિત કેમ બન્યું ? ચોરને પકડીને સૂર્યમુખીની પાસે કેમ ના લઇ ગઈ ? જો તળાવનું કેવું સુંદર શીતળ સુગંધિત જળ છે. ડૂબવું હોય તો હમણાં જ ડૂબીને મરી જા. પણ તું તો મૃત્યુને ભેટવા ચાહતી નથી. કેમ નથી ચાહતી ? જીવીને નરક ભોગવવા માટે ? ઠીક એમ તો એમ. જે કંઈ નસીબમાં લખાયું હોય તે ભોગવ.

ચોરે પૂછ્યું: " કુંદન ! કલકત્તા જવાની છું ?"

કુંદને કંઈ જવાબ ન દીધો, આંખો લૂછીને ચૂપ રહી.

"તારી મરજીથી તું જાય છે?"

કુંદને ફરી આંખો લૂછીને અનુત્તર રહી.

"કુંદન, શા માટે રડે છે?"

કુંદન આ વખતે એના આવેગને રોકી શકી નહિ ને રડવા લાગી. તેને રડતી જોઈને નગેન્દ્રે કહ્યું: "સાંભળ કુંદન! હું બહુ જ કષ્ટથી આટલા દિવસો સુધી મારા મનને રોકી રહ્યો છું, પણ હવે તેને રોકવા હું અસમર્થ છું. હું હજી સુધી કેમ જીવતો છું એ જ સવાલ છે. હું મારી જાત સામે જ લડીને ઘાયલ થઈને પડચો છું. દિલ-મન બધાંના ચૂરેચૂરા થઈ ગયા છે, હવે હું આ ઘોર યંત્રણાને સહન કરી શકતો નથી. આ યંત્રણાને ભૂલવા માટે મેં મદિરાનો સાથ સાધ્યો છે, પણ એ યંત્રણાની દિન પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે. તને હૃદયથી દૂર કરી શકતો નથી. તારા પ્રેમવૃક્ષનાં મૂળિયાં મારા હૃદયમાં એટલાં મજબૂત થઈ ગયાં છે કે તેને કોઈ ઉખાડી શકનાર તો ઠીક પણ તેને કોઈ હલાવી શકનાર પણ નથી. કુંદન સાંભળ! મારી વાત સાંભળ, વિધવા-વિવાહ હવે પ્રચલિત છે. હું તારી સાથે તું કહેશે ત્યારે લગ્ન કરીશ."

કુંદન હવે ચૂપ ના રહી શકી તે બોલી:

"નહિ."

"કેમ કુંદન! વિધવા-વિવાહ શું શાસ્ત્ર વિરુદ્ધ છે?"

"નહિ."

"તો શા માટે ઈનકાર કરે છે? કહો-કહો-જલદી કહો તું મારી અર્ધાંગિની થઈશ-કે નહિ? મારી સાથે પ્રેમ કરીશ કે નહિ?"

નગેન્દ્રે ઘણી વ્યાકુળતાથી પ્રેમ ભરેલી ઘણીએ વાતો કરી. કુંદને કહ્યું: "એક મુડદાને આ બધી વાતો સંભળાવવાથી શો ફાયદો?"

નગેન્દ્રએ કતરાતી નજરે કુંદનના મુખ તરફ જોઈ તળાવ તરફ જોઈ રહ્યો. અહા! તળાવનું પાણી કેવું નિર્મળ ને શીતળ છે!

ધીમે ધીમે લહરીઓ આવે છે, તારાગણુ નૃત્ય કરે છે, તેમાં શયન કરવું સુખદ નથી?

ધારો કે આકાશમાં...કુંદન બોલવા લાગી: "નહિ."

વિધવા-વિવાહ શાસ્ત્રમાં છે, જો તેને માટે તે ન હોય તો કુંદન શા માટે ડૂબી ન મરી? કેવું સુંદર તળાવનું શીતળ પાણી છે, તેમાં તારાગણુ નૃત્ય કરે છે. કુંદનને માટે તેમાં ડૂબી મરવું એ જ ઉચિત હતું શા માટે તે ના ડૂબી મરી?



## ૧૭

હરિદાસી સાધ્વી ફૂલવાડીવાળા મકાનમાં આવીને તુરત જ દેવેન્દ્રબાબુ બની બેઠી, પાસે જ એક હુક્કો પડયો હતો, નોકરે ચલમમાં તંબાકુ ભરીને પહેલેથી જ લાવીને તેના પર મૂકી રાખી હતી. દેવેન્દ્રબાબુએ હાથ લાંબો કરી હુક્કાની નળીને હોઠ પર રાખી ધૂમ્રપાન શરૂ કર્યું, તે પછી મદિરાનું સેવન કરી તે પલંગ પર સુતો, સુતાંની સાથે જ નિદ્રાદેવીએ આવીને તેની આંખો પર પોતાનું આધિપત્ય જમાવ્યું. નોકરે આવીને હુક્કાને પલંગ પાસેથી ખસેડી એક ખૂણામાં મૂકી દીધો, દેવેન્દ્ર એક ભયંકર સ્વપ્ન નિહાળી ચોંકીને બેઠો થઈ ગયો ને પુનઃ શીશીમાંથી ગ્લાસમાં શરાબ કાઢી ગટગટાવવા લાગ્યો.

આજ વખતે સુરેન્દ્ર, દેવેન્દ્રની પાસે આવીને બેઠો અને કુશળતા પૂછી કહ્યું:

"આજે વળી પાછો તું કયાં ગયો હતો ?"

"એટલીવારમાં મારા જવાની તને ખબર પણ પડી ગઈ ?"

"એ તારી ભૂલ છે. તું એમ સમજે છે કે જે કામ છૂપાઈ તું કરે છે, તેને કોઈ જાણતું નથી. પણ અડોશ પડોશમાં સર્વત્ર તારા નામનો ડંકો વાગી રહ્યો છે."

"હું કોઈથી કંઈ પણ કામ છૂપાઈને કરવા ઇચ્છતો નથી. કોના ડરથી હું છૂપાવું ?"

"એમાં તારી બહાદુરી ના સમજ, જો તને સ્હેજ પણ શરમ હોત તો અમને સૌને તારી સુધરવાની આશા રહેત ખરી ! જો થોડી ઘણીએ શરમ હોત તો તું વૈરાગણ બનીને ગામેગામ રખડવા જાત ખરો ?"

"એવી રીતે વૈરાગણ બનવાનું સૌભાગ્ય શું દરેકને પ્રાપ્ત થાય છે? જે રસનો પ્યાસી છે, જે રસ માટે પાગલ બને છે, તેને શરમ શી? વૈરાગણનું મુખ જોઈને અને તેનું ગીત સાંભળીને તું પણ પાગલ થઈ જાત."

"મેં એની સૂરત જોઈ નથી, જો મારી નજરે તે પડી હોત તો ચાબુકના બે ફટકા મારીને એનું પાગલપણું દૂર કરત, પછી તે કદી ભવિષ્યમાં વૈરાગણ થવાનું નામ લેવાનું પણ ભૂલી જાત."

આમ કહી સુરેન્દ્રએ તેના હાથમાંથી શરાબનો પ્યાલો ઝૂંટવીને કહ્યું: "હમણાં થોડીવાર માટે પીવાનું બંધ કર. હજી શુદ્ધિ છે ત્યાં સુધી મારી બે વાત સાંભળી લે, પછી જેટલો પીવો હોય તેટલો પીજે."

"ભાઈ, આજે છે શું? મિજાજ એકદમ ગરમ થઈ ગયો લાગે છે. સુરેશ્વરીની હવા તો શરીરને લાગી નથી ને?"

સુરેન્દ્રે તે વાત સાંભળી ન સાંભળી કરી ને પૂછ્યું: "તું વૈરાગણ બન્યો હતો તે કોના સર્વનાશ માટે?"

"શું તને એ ખબર નથી? તારાચરણ માસ્તરનો વિવાહ એક દેવકન્યા સાથે થયો હતો એ તને યાદ નથી? તે દેવકન્યા વિધવા થતાં નગેન્દ્રને ઘેર રસોઈ બનાવીને તેના દિવસો પૂરા કરે છે, તેને હું જોવા ગયો હતો."

"કેમ? જોવા શા માટે ગયો હતો? રામરામ આટલી દુર્વૃત્તિથી પણ હજી તને તૃપ્તિ થઈ નથી? હવે તે અનાથ બાલિકાની પાછળ શા માટે પડ્યો છે? શા માટે તેને દુઃખના ડુંગર નીચે કચડવા ચાહે છે? દેવેન્દ્ર! તું આટલો બધો પાપી હશે, આટલો બધો નૃશંસ હશે, આટલો બધો ઘોર અત્યાચારી હશે તે હું જાણતો ન હતો. તારી દુર્વૃત્તિ જોઈને તારા પર મને એટલી ઘૃણા થઈ ગઈ છે કે હું તને મળવા પણ આવતો નથી, તારી સાથે બેસવું એ પણ પાપ છે."

સુરેન્દ્રે આ વાત એટલી દૃઢતાથી કહી કે દેવેન્દ્ર સ્તબ્ધ થઈ ગયો. પછી તે ઘણી ગંભીરતાથી બોલ્યો:

"તું મારા પર નારાજ ન બન. મારું મન મારા કાબૂમાં નથી. હું બધું જ છોડી શકું છું પણ તે રમણી રત્નની આશા છોડી શકું એમ નથી. પ્રથમ જ્યારથી એને તારાચરણના ઘરમાં જોઈ ત્યારથી તેના પર હું મોહિત થયો છું. એવું મનોહર રૂપ મારા જોવામાં આવ્યું નથી. તાવમાં જેમ માણસને તૃષ્ણા સતાવે છે તેમ તે દિવસથી તેની લાલસા મને જલાવી રહી છે, તે દિવસથી તેના દર્શન માટે મેં કેટલા પ્રબંધ કર્યા છે તે હું કહી શકતો નથી. જ્યારે મારા બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા ત્યારે અંતે મેં વૈરાગણનો વેષ લીધો હતો. તું મારામાં કોઈ પ્રકારનો સંદેહ ન રાખ, તે સ્ત્રી ઘણી સાધ્વી છે."

"તો પછી તું ત્યાં શા માટે જાય છે?"

"કેવળ તેના દર્શન માટે, તેને જોઈને તેની સાથે વાત કરીને તેને ગીત સંભળાવીને મને જે હર્ષ થાય છે તે હું તને જણાવી શકતો નથી."

"હું તને સાચું કહું છું. આ હું જે તને કહું છું તે તું મજાક–મશ્કરીમાં ન ઉડાવ, જો તું આ તારી બૂરી આદતને નહિ છોડે તો તારી સાથેની આ મારી છેલ્લી જ વાતચીત છે. હું કદી તારી સાથે વાત કરીશ નહિ, હું પણ તારો દુશ્મન બનીશ."

"ફક્ત તું જ મારો એક સાચો સુહૃદ છે, હું મારી બધી મિલ્કતનો ત્યાગ કરી શકવા તૈયાર છું પણ હું તને છોડી શકતો નથી. પણ કુંદનના દર્શન આગળ હું સૌને છોડવા તૈયાર છું."

"ઠીક, તો તારી ખુશી. તારી આ મારી છેલ્લી મુલાકાત..." એમ કહેતો ભગ્ન હૃદયે સુરેન્દ્ર ઊઠીને ચાલ્યો ગયો, દેવેન્દ્ર પણ પોતાના એક માત્ર સાચા મિત્રને આ રીતે ગુસ્સે થઈને ચાલ્યો જતો જોઈ ક્ષુબ્ધ બની થોડીવાર બેસી રહ્યો. આખરે કંઈ વિચારો આવતાં તે બોલી ઊઠ્યો: 'જવા દો, આ સંસારમાં કોણ કોનું છે! ' આજ

મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા ' આપણા સુખ દુઃખ આપણે હાથ છે.' એમ બોલી એક ગ્લાસ દારૂ ચડાવ્યો, તેની લ્હેજતથી તે પુનઃ આનંદમાં આવી ગયો, તે પલંગ પર સૂઇને આંખો બંધ કરી પાગલની માફક ગાવા લાગ્યો.

"માયા માલિન હૈ મેરા નામ.
રાધાજી કી કુંજ ગલીમેં હૈ સુંદર સુખધામ,
રહતી હું, કુબ્જા હે મેરી કેસી નનદ લગામ.
કુન્દ ઇન્દુ સમ દેહ ઉમા રમણુ કરુણા યતન,
તુમ મેરે જીવનકી ગાહક, તુમ મેરે પ્રાણોં કે પ્રાણ,
કીચક તુમ ભી મરે કૃષ્ણને કિયા દ્રૌપદી કા ઉદ્ધાર."

દેવેન્દ્ર એકલો હતો. રસની સરિતામાં પ્રેમ પવનનાં ઝોકા ખાઈને ડુબી રહ્યો હતો. ચાંદની રાત હતી. ઠંડી હવા ધીમે ધીમે વહી રહી હતી, તે વખતે ખડકી બહાર કંઇક અવાજ થયો. તેણે લાગ્યું કે બહાર કોઈ દોડી રહ્યું છે, દેવેન્દ્ર પણ કોઈના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો, તે બોલ્યોઃ "કોણ છે?" ઉત્તર ન મળતાં તે સફાળો કમાડ ઉઘાડી બહાર આવ્યો ને જોયું તો એક સ્ત્રીને નાસતી જોઈ. દેવેન્દ્ર પણ તેને પકડવા માટે તેની પાછળ પાછળ દોડયો.

તે સ્ત્રી જો અનાયાસે નાસવા ધારત તો નાસી શકાય એમ હતું. દેવેન્દ્ર નશામાં એટલો ચકચૂર હતો કે તેનાથી તે સ્ત્રીને પકડી શકાય એમ ન હતું, પણ તે સ્ત્રી પોતાની જાતે જ પકડાવા ઇચ્છતી હતી, તેથી તે ધીમે ધીમે ચાલવા લાગી કે પુષ્પવાટિકામાંથી બહાર આવવાનો માર્ગ ભૂલી ગઈ તે સમજવું કઠિન હતું.

દેવેન્દ્રએ તેને પકડી પાડી, પણ તેનું મુખ જોઇને પણ તે ઓળખી શકયો નહિ. નશામાં લથડિયાં ખાતો લથડાતી જીભે બોલ્યોઃ "કયા ઝાડ પરથી આ નીચે પડી?" પછી તેને ખેંચીને અંદર ઓરડામાં લઈ ગયો અને લેમ્પના અજવાળામાં તેનું મુખ જોઈને પૂછ્યુંઃ "તું કોણ છે? અમાસને દિવસે હું તારી મેવા મીઠાઈથી પૂજા

કરીશ. આજે તો મદિરા પીને સંતોષ કરો." એમ કહી દેવેન્દ્રે એક દારૂ ભરેલો પ્યાલો તેના હાથમાં આપ્યો. તેણે તેનો અસ્વીકાર કરી તે પ્યાલો નીચે મૂકી દીધો. મદિરામાં ચકચૂર બનેલા દેવેન્દ્રએ બત્તી હાથમાં લઈ તેના મોંની ચોતરફ ફેરવી, તેના તરફ ધ્યાનપૂર્વક જોઈ તે ખડખડાટ હસી પડયો, પછી બત્તીને ટેબલ પર મૂકી ગાવાનો આરંભ કર્યો:

અરે ઓ કોણ છે તું તો મને એ સાચું કહી દેને
તને કંઈ જોઈ છે ક્યારે મને એ જલ્દી કહી દેને.

તે સ્ત્રીએ પોતાની જાતને દેવેન્દ્રના પંજામાં ફસાયલી જોઈને કહ્યું: "મારું નામ મહામાયા છે."

"ઓહ મહામાયા ? શાબાશ !" એમ કહી દેવેન્દ્ર એકદમ કૂદીને મહામાયાને ઘૂંટણે પડી પ્રણામ કર્યા ને હાથમાં શરાબનો પ્યાલો લઈને સ્તોત્ર બોલવા લાગ્યો—

या देवी सर्वभूतेषू महामायेति शब्दिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥
या देवी वटवृक्षेषू छायारुपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥
या देवी पोखरतटे पात्र हस्ता विराजते ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥
या देवी घरद्वारेषू भान्ड हस्तेन संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥
या देवी ममगृहे पत्नी रुपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥

આ રીતે સ્તોત્ર બોલીને દેવેન્દ્રએ શરાબનો પ્યાલો મહામાયાના મુખ પાસે લઈ જઈને કહ્યું: "દેવી, તમે એને પ્રસાદ બનાવી દો, તો હું પી જાઉં." મહામાયાએ પ્યાલાને હાથથી દૂર કરી દીધો.

"તમારા હાથનો માત્ર સ્પર્શ થવાથી પણ આ પ્રસાદ થઈ ગયો." એમ કહી દેવેન્દ્ર એ પ્યાલો એક જ શ્વાસે પી ગયો.

મહામાયા આજે સાધ્વીની સાથે સાથે આવીને દિવસે જ જાણી ગઈ હતી કે હરિદાસી સાધ્વી ને દેવેન્દ્રબાબુ એક જ વ્યક્તિ છે. પણ દેવેન્દ્ર સાધ્વી બનીને શા માટે નગેન્દ્રને ઘર જાય છે તે જાણવું કઠિન હતું. મહામાયા તે કઠિન વાત જાણવા માટે સાહસ કરીને આટલી મોડી રાતે ફરીથી દેવેન્દ્રને ઘર આવી હતી. તેણે સિફતથી ફૂલવાડીમાં પ્રવેશ કરી બારણા પાસે ઊભા રહીને દેવેન્દ્રની વાત સાંભળી હતી. સુરેન્દ્ર સાથે દેવેન્દ્રના હોઠે જ સાંભળી–તેનો યત્ન સફળ થતાં તે પાછી જઈ રહી હતી. તે બારણાંની સાંકળ પકડીને ઊભી હતી. જતી વખતે તે સાંકળનો અવાજ થઈ ગયો અને તેથી આ પ્રસંગ ઉપસ્થિત થયો.

હવે મહામાયા અહીંથી છટકવાનો વિચાર કરવા લાગી. દેવેન્દ્રે ફરીથી તેના હાથમાં શરાબનો પ્યાલો આપ્યો. માયાએ કહ્યું: "તમે જ પીઓ." દેવેન્દ્ર તો તૈયાર જ હતો. હદ ઉપરાંત દારૂ પીવાથી દેવેન્દ્ર લથડિયા ખાતો પલંગ પર જઈને પડ્યો. મહામાયાએ એ તક ઝડપી લીધી ને નાસી છૂટી. દેવેન્દ્ર આંખો બંધ કરી તૂટક તૂટક શબ્દોમાં ગાવા લાગ્યો—

સોલહ બરસકી ઉમિરિયા તિહારી
સાંવરીસી કૈસી સુરતિયા તિહારી
આઓ ન આઓ મેરી બલાસે પ્યારી
મૈં હરિદાસી કુન્દકી કુન્દ હમારી.

તે રાતે મહામાયા નગેન્દ્રને ઘેર ગઈ નહિ. પોતાને ઘેર જઈને સૂઈ રહી. બીજે દિવસે સવારે જઈને સૂર્યમુખીને દેવેન્દ્રની તમામ હકીકત કહી સંભળાવી. દેવેન્દ્ર કુંદન માટે સાધ્વી બનીને આવે છે એ કહ્યું પણ કુંદન નિર્દોષ છે એ માયાએ ન કહ્યું. સૂર્યમુખીએ કુંદનને સાધ્વી સાથે ધીમે ધીમે વાતચીત કરતી જોઈ હતી તેથી

તેણે મનોમન કુંદનને દોષિત માની લીધી. મહામાયાની વાત સાંભળી સૂર્યમુખીની આંખો લાલ થઈ ગઈ. કમલે પણ આ વાત સાંભળી, કુંદનને સૂર્યમુખીએ બોલાવી. સૂર્યમુખીએ તેને કહ્યું:

"હરિદાસી સાધ્વી કોણ છે તે પણ જાણ્યું છે અને એનો અને તારો સંબંધ પણ જાણ્યો છે. તું કેવી છે તેની પણ અમને ખબર પડી ગઈ છે. અમે એવી દુરાચારણીને અમારા ઘરમાં રાખવા ઇચ્છતા નથી. તું હમણાં જ મારા ઘરમાંથી નીકળીને ચાલી જા. જો નહિ જાય તો માયા તને ઝાડૂ મારીને ઘર બહાર કાઢી મૂકશે."

કુંદનનું શરીર કંપવા લાગ્યું. કમલને લાગ્યું કે તે બેશુદ્ધ થઈ ધરતી પર પડી જશે, તે ઝટ કુંદનનો હાથ પકડીને પોતાના શયન-ગૃહમાં લઈ ગઈ, તેને બહુ સમજાવી પટાવીને કહ્યું: "તેમના મનમાં જે આવે તે ભલે બોલે. હું એમની એક પણ વાત માનતી નથી."

## ૧૮

મધ્યરાત્રીએ જ્યારે સૌ નિદ્રામાં પોઢેલાં છે, સર્વત્ર શાંતિ છે ત્યારે ઓરડીનું બારણું ઉઘાડી કુંદન બહાર આવી ફક્ત પહેરેલાં વસ્ત્ર સિવાય કંઈ પણ લીધા વિના તે સૂર્યમુખીનું ગૃહ ત્યાગી ચાલી નીકળી. નિઃશબ્દ રાત્રીએ સાથી કે સંગાથી વિના, કોઈના સાથ કે સહારા વિના એક સત્તર વર્ષની એક અનાથ અબળા સંસારસમુદ્રમાં કૂદી પડી. રાત ઘણી અંધારી હતી, અને વળી આકાશમાં કોઈ કોઈ વાદળાં આવી ચઢવાથી અંધકાર વિશેષ થતો જતો હતો. માર્ગ પણ દેખાતો ન હતો. કયો માર્ગ ક્યાં જાય છે એની પણ કુંદનને ખબર ન હતી, કારણકે તેણે ઘરબહાર પગ પણ મૂક્યો ન હતો. ક્યાં જવું એનો પણ એણે વિચાર કર્યો ન હતો.

અંધકારથી ધરતી આકાશ મળી ગએલા લાગે છે. એ અંધકારમાં કુંદન માર્ગ ખોળવા લાગી. કુંદનના મને કહ્યું: ‘ચાલ, એક વાર નગેન્દ્રનાથના શયનાગારની બારીમાંથી આવતો પ્રકાશ જોઈ આંખો ઠંડી કરી લઉં.’ તે કયા ઘરમાં સૂએ છે તે તે જાણતી હતી. ઘૂમતી ઘૂમતી કુંદન તે ઘરની સામે આવી પહોંચી.

બારણામાંથી પ્રકાશ બહાર આવી રહ્યો છે. લાકડાંના બારણાં ખુલ્લાં હતાં ને કાચના બારણાં બંધ હતાં, પ્રકાશ જોઈને પતંગિયા અંદર જવા ચાહતા હતા પણ કાચની ઠોકર ખાઈને પાછા હઠી જતાં હતાં. કુંદન તે નાના પતંગિયાની દુર્દશા દેખી દુઃખી થઈ અને પોતાની પતંગિયા જેવી વર્તમાન હાલત પર હસી.

તે બારણાં બહાર ઊભી રહીને સહિષ્ણુ નયનોથી બારણાંમાંથી આવતા પ્રકાશને નિહાળવા લાગી. તે એ રોશનીનો ત્યાગ કરી જઈ

શકી નહિ. શયનગૃહની સામે કેટલાંયે ખજુરીના ઝાડ હતાં. કુંદન એ પ્રકાશ તરફ દૃષ્ટિ ફેંકતી એક વૃક્ષ નીચે બેઠી. ભયાનક રાત્રી હતી. ચોતરફ અંધકાર ફેલાયલો હતો. ઝાડ પર આગિયાની જ્યોતિ ઝગમગી રહી હતી, તે કદી અંધકારમાં પ્રગટ થતી હતી તો કદી છૂપાઈ જતી હતી. આકાશમાં એક કાળા વાદળા પાછળ બીજું કાળું વાદળું દોડી રહ્યું હતું. એવી રીતે એકની પાછળ બીજું, બીજાની પાછળ ત્રીજું એમ મેઘમંડળ દોડતું દેખાતું હતું. વાદળ ખસવાથી એક બે તારા દૃષ્ટિએ પડતા હતા. મકાનની ચોતરફ ખજુરીના ઝાડ હતા, તે પોતાનાં ઉન્નત મસ્તક આકાશ તરફ રાખી દૈત્યની માફક ઊભા છે, તેના હાલવાનો અવાજ અને પાનનો ખડખડાટ જાણે પિશાચની ભાષાની માફક કુંદનના કર્ણપટે કવચિત્ કવચિત્ અથડાય છે. કદી હવાનો ધક્કો લાગવાથી બારણાં દિવાલ સાથે અફળાય છે. વચ્ચે વચ્ચે ઘુવડ પણ બોલીને પોતાની હાજરીનો પરિચય આપે છે. રહી રહીને કૂતરાં ભસવાનો અવાજ પણ આવે છે. કુંદનનું ચિત્ત તે કોઈ પણ તરફ નથી પણ ફક્ત તે રોશની પ્રતિજ છે.

ધીમે ધીમે એક કાચનું બારણું ઉઘડયું, પ્રકાશમાં એક મનુષ્યની છાયા નજરે પડી. તે કોની છાયા હતી? નગેન્દ્રબાબુની.

નગેન્દ્રબાબુ! ખજુરીના વૃક્ષ નીચે અંધકારમાં કરમાતા એક પુષ્પને તમે જુઓ છો, તમે તેના હૃદયના ધબકારા સાંભળો છો. તમને ખબર છે કે તમને જોઈને એ અદ્રશ્ય થઈ જશે, એ વાતની એને ખબર પડી હોત તો પણ તેને સંતોષ થાત. તમે દીપક તરફ પીઠ કરીને ઊભા છો. એક દીપક તરફ મુખ ફેરવીને ઊભા રહો, તમે ઊભા જ રહો. ખસો નહિ. કુંદન બિચારી ઘણી બ્યાકુળ છે, તમે એની આંખ સામે ઊભા રહેશો તો તેને સરોવરના શીતળ જળનું અને તેમાં ડોલતા તારાઓનું સ્મરણ નહિ થાય.

આમ જુઓ! આ ઘુવડ બોલ્યું, તમે સામેથી ખસી જશો તો કુંદન ગભરાશે. જુઓ કાળાં વાદળાં આકાશમાં ફેલાતાં જાય છે.

વીજળી ચમકે છે. વૃષ્ટિ થવાની હવે વાર નથી, કુંદન ક્યાં જઈ ઊભી રહેશે ?

જુઓ ! તમે બારણું ઉઘાડી નાખ્યું છે તેથી સંખ્યાબંધ પતંગિયાં તમારા શયનગૃહમાં પ્રવેશ કરે છે, કુંદન મનમાં વિચારે છે કે ક્યું તપ કરવાથી પતંગિયાનો અવતાર મળે છે? પતંગિયાં જેમ દીપકમાં બળીને મરી જાય છે તેમ કુંદન પણ વિરહની આગમાં બળી મરવા ચાહે છે. તે વિચારીને દુઃખ થાય છે કે બળીને ખાક થઈ ગઈ તો પણ હજી શામાટે જીવતી રહી છું?

નગેન્દ્ર બારણું બંધ કરી પલંગ પર જઈને બેઠો. નિર્દય ! પાષાણ હૃદય ! મોજથી બેસો, તમારે રાત્રિ જાગરણની જરૂર નથી. ઊંઘો, લ્હેરથી ઊંઘો. જાગવાથી સ્વાસ્થ્ય બગડશે. કુંદન મરે છે તો મરવા દો, તે ભલે જહન્નમમાં જાય, તમને કંઈ પણ ન થાય એજ કુંદન ચાહે છે.

દીપક બુઝાયો, આખો ઓરડો અંધકારમય થયો. કાચના બારણામાંથી આવતી રોશની બંધ થઈ ગઈ, તે જોઈ આંખો લૂછીને કુંદન ત્યાંથી ઊઠી. સામે જે માર્ગ આવ્યો તે માર્ગે ચાલી. માર્ગ જ્યાં લઈ જાય છે ત્યાં કુંદન જઈ રહી છે. ક્યાં જાય છે તે ખબર નથી, તે ઇશ્વરના ભરોંસા પર જઈ રહી હતી.

આકાશ ઉત્તરોત્તર વાદળથી વધુને વધુ છવાઈ ગયું. એક તો અંધારી રાત્રી હતી અને તેમાં કાળાં વાદળાંઓએ તેને વધુ ભયાનક બનાવી, રહી રહીને વીજળી ચમકતી હતી અને સાથે સાથે વાદળાં-ઓએ પણ ગર્જવાનો આરંભ કર્યો, હવાનો સનસનાટ પણ સંભળાવા લાગ્યો. કુંદન, આવી ઘોર અંધારી નિશામાં તું ક્યાં જઈશ ?

હૂ...હૂ...કરતી આંધી આવી. ધૂળથી આખું આકાશ ભરાઈ ગયું. વૃક્ષો સાથે અનિલે મલ્લયુદ્ધ આરંભ્યું. પાંદડા અને ડાળો તૂટી તૂટીને નીચે પડવા લાગી. ધીમે ધીમે ટપક ટપક છાંટા પડવા લાગ્યા, કુંદન ! આવા આપત્તિકાળમાં તું ક્યાં આશ્રય લઈશ ?

વિદ્યુતના તેજમાં કુંદને સડકની બાજુમાં એક સાધારણ ઘર જોયું. ઘરની ચોતરફ માટીની દિવાલ હતી, તેના પર એક નાનું છાપરું હતું, કુંદન તેની નીચે દરવાજાની પાસે આવીને બેઠી. બારણાંને પીઠનો ધક્કો લાગવાથી અવાજ થયો. ઘરમાં રહેતી સ્ત્રી જાગતી હતી, તેણે તે અવાજ સાંભળ્યો, તેને લાગ્યું કે પવનથી બારણું ખખડ્યું હશે, પણ એટલામાં તો ઘર પાસે સૂતેલો એક કૂતરો ભસી ઊઠયો. ગૃહસ્વામિની ડરી ગઈ, તેણે ભયભીત થઈને બારણું ઉઘાડી જોવા આવી. જોયું તો એક અબળા માથે હાથ ટેકવી બેઠી છે, તેણે પૂછ્યું: "તું કોણ છે?" કુંદને કંઇ જવાબ ના આપ્યો.

"બોલતી કેમ નથી? તું કોણ છે? જલદી કહે નહિ તો અહીંથી ચાલી જા."

"આંધીને વરસાદ આવવાથી થોડી વાર માટે અહીં બેઠી છું."

"તારો કંઠસ્વર તો પરિચિત જેવો લાગે છે, અંદર આવ."

ગૃહસ્વામિની કુંદનને ઘરમાં તેડી ગઈ. દીવો સળગાવ્યો, કુંદને જોયું તો તેની સામે મહામાયા ઉભેલી હતી. મનમાં તે બોલી: "અરે રામ! ગજબ થઈ ગયો.

મહામાયાએ કહ્યું: "સમજી ગઈ, તારું અપમાન થયું એટલે તું નાસી જાય છે ને? મારાથી શામાટે ડરે છે? હું કોઈને નહિ કહું. મારે ત્યાં બે એક દિવસ રોકાઈ જા."

## ૧૯

મહામાયાનાં બે ઘર હતાં. માટીની ભીંત હતી, તેના પર તેણે કમલ, હંસ, શ્રી કૃષ્ણની વસ્ત્રહરણ લીલા, નાગલીલા, શિવ વિવાહ તથા અનેક દેવદેવીઓનાં ચિત્રો પોતાને સ્વહસ્તે ચીતર્યાં હતાં. આંગણામાં ચંપા તથા ગુલાબના છોડ તથા ફૂલોના વેલાઓ હતા. નગેન્દ્રના બગીચાનો માળી જાતે આવીને તેના આંગણામાં ફૂલના છોડો રોપી ગયો હતો. મહામાયા જો કહે તો શેઠના આખા બગીચાના ફૂલછોડ તેના આંગણામાં માળી લાવી શકે એમ હતો. એના બદલામાં માળીને એ મોટો લાભ હતો કે મહામાયા પોતાને હાથે તંબાકુ ભરીને માળીને પીવાડતી હતી. લાલ ચૂડી પહેરેલા હાથથી હુક્કો લાવીને તે તેને આપતી હતી. માળી ઘેર જઈને સૂતી વખતે પોતાનું એ સૌભાગ્ય વિચાર્યા કરતો હતો.

માયાના ઘરમાં તેની વૃદ્ધ દાદી સિવાય બીજું કોઈ ન હતું. એક ઘરમાં તેની દાદી અને બીજા ઘરમાં એ સૂતી હતી. તે રાતે માયાએ કુંદનને પોતાના ખાટલા સમીપ પથારી પાથરી સૂવડાવી. કુંદન સૂતી પણ તેને નિદ્રા ન આવી. બીજે દિવસે પણ માયાએ તેને પોતાના ઘરમાં રાખી. માયાએ કહ્યું: “બે દિવસ તું મારા ઘરમાં રહે, તું દુઃખી ના થઈશ. પરમ દિવસે તારે જ્યાં જવું હોય ત્યાં ચાલી જજે.” કુંદન રોકાઈ ગઈ, તેની ઇચ્છાનુસાર માયાએ તેને છૂપાવી રાખી. ઘરમાં તાળું વાસી દીધું, જેથી તેની દાદીની નજરે કુંદન પડે નહિ. પછી તે નગેન્દ્રને ત્યાં ફરવા ગઈ. બપોરે તેની દાદી જ્યારે નહાવા ગઈ ત્યારે માયાએ આવીને કુંદનને નવડાવી ધોવડાવી ને ખવડાવ્યું પીવડાવ્યું, ને ફરીથી તાળું વાસી ચાલી ગઈ. રાત્રે આવી પોતાને તથા કુંદન માટે પથારી બિછાવી.

મોડી રાતે કોઈએ બહારથી બારણુંની સાંકળ ખખડાવી. સાંકળ ખખડવાનો ધ્વની સાંભળી માયાને આશ્ચર્ય થયું. એક આદમી રાતના આવીને કદી કદી સાંકળ ખખડાવતો હતો, તે નગેન્દ્રના ઘરનો દરવાન હતો. તેના હસ્તથી સાંકળ ખખડવાનો જે ધ્વની આવતો હતો તે કર્કશ હતો જ્યારે આ ધ્વની મધુર હતો. આ ધ્વનીમાં કોમલતા હતી, તેથી માયા ચકિત થઈ. તે ઊઠીને જોવા ગઈ, બારણું ઉઘાડી જોયું તો બહાર એક સ્ત્રી ઊભી છે. પહેલાં તો તેને ઓળખી શકી નહિ, પણ પછી તુરત જ ઓળખી ગઈ અને બોલી: "કોણ ગંગાજળી ?"

ગંગાજળીનું નામ માલતી હતું, તે ગોવાલણ હતી. ઉભય વચ્ચે ઘણો સ્નેહ હતો. બંને વચ્ચે પ્રેમની એક ધારા વહી રહી હતી. માલતીનું ઘર દેવીપુર-દેવેન્દ્રબાબુના મકાનની પાસે જ હતું, તે ઘણી રસીલી હતી, ઉમર ત્રીસ-બત્રીસ વર્ષની હશે, તે કોરધાળી લાલ રંગની સાડી પહેરી, હાથમાં મેંદી લગાડી, પાનથી હોઠો લાલ કરી, આંખોમાં સુરમો આંજી જ્યારે બહાર નીકળતી ત્યારે કેટલીયે નવયુવતીઓ તેની સામે જોઈ રહેતી, તે ખૂબ ગોરી પણ ન હતી અને ખૂબ કાળી પણ ન હતી. તેના મુખ પર નાના નાના શીળીના ડાઘ હતા, તો પણ તે લાવણ્યમાં ઉતરે એવી ન હતી. માલતી દેવેન્દ્રબાબુની દાસી ન હતી, આશ્રિતા પણ ન હતી, તો પણ તે તેની સેવામાં હાજર રહેતી હતી તેના પર તરહ તરહના હુકમો કરતી હતી, જે બીજાઓ માટે અસાધ્ય હતા જ્યારે એને માટે સુસાધ્ય હતા. માલતીને જોઈને ચાલાક માયાએ કહ્યું: "બહેન ગંગાજળી, તને તો હું મારા અંતકાળ વખતે જોવાની આશા રાખું છું. હમણાં ક્યાંથી આવી ચઢી ?"

ગંગાજળીએ એના કાનમાં કંઈક ધીમે ધીમે કહ્યું: "તને દેવેન્દ્રબાબુએ બોલાવી છે." માયાએ વ્યંગથી હસીને કહ્યું: "ત્યારે તો તને કંઈ બક્ષિસ મળશે ખરીને ?"

માલતીએ માયાના વાંસામાં ધીમેથી ધબ્બો મારતાં કહ્યું: "મરણ. બીજું શું? તારા મનની વાત તું જાણે. બક્ષિસની વાત જવા દે, પહેલાં તું ચાલ!"

માયા તો એજ ઈચ્છતી હતી. કુંદનને જઈને તેણે કહ્યું: "મારે દેવેન્દ્રબાબુને ઘેર જવું પડશે, એક સ્ત્રી બોલાવવા આવી છે, શા માટે બોલાવે છે એ ખબર નથી." એમ કહી દીવો ઓલવી નાખ્યો. અંધારામાં ઘણી હોશિયારીથી કપડાં બદલી, મોં ધોઈ, અત્તર લગાવી, સાધારણ શૃંગાર સજી માલતીની સાથે ચાલી નીકળી. તે બંને અંધારી રાતમાં સુર મીલાવીને ગાતાં ગાતાં ચાલ્યાં—

"મન અનુરૂપ રતન જો પાઉં, તો કર ગહિ કંઠ લગાઉં.
સિંધુ હલીચે રતન મીલે તો તાહીત જાન લડાઉં.
યહ જોબન દો દિનકા ભાઈ પાકર મૌજ ઉડાઉં.
મિલ જાવે દિલદાર કહીં તો સુખસે સમય વિતાઉં."

મહામાયા દેવેન્દ્રના દિવાનખાનામાં એકલી ગઈ. દેવેન્દ્ર મદિરા-દેવીની આરાધના કરી રહ્યો હતો. આજ તે હોશમાં હતો. આજે માયા સાથે એણે જુદી જ રીતે વાત કરી. આજે ભૂમિ પર સૂઈને પ્રણામ કે સ્તોત્ર બોલવાની વિધિ ના કરી. માયાને સામે ઊભેલી જોઈને કહ્યું: "આવો, બેસો, તે દિવસે દારૂ વધારે પી જવાથી તારી વાતોનો મર્મ હું કંઈ સમજી શક્યો નહિ, શરાબે મને પાગલ બનાવી દીધો હતો, તેથી તે દિવસની વાત હું કંઈ સમજી શક્યો ન હતો. તે વાત પૂછવા માટે તને અહીં બોલાવી છે, તું તે દિવસે અહીં શા માટે આવી હતી?"

"કેવળ તમારા દર્શન માટે."

દેવેન્દ્રે હસીને કહ્યું: "તું પણ ઘણી ચાલાક છે, નગેન્દ્રબાબુને તારા જેવી દાસી સારા નસીબે મળી છે, હું જાણું છું કે તું હરિ-દાસી સાધ્વીની શોધમાં આવી હતી, મારા મનની વાત જાણવા આવી હતી. હું કેમ સાધ્વીનો સ્વાંગ સજું છું, નગેન્દ્રને ઘેર શા

માટે આવું છું તે બધી વાત સાંભળવા માટે આવી હતી, અને તું તે એક રીતે જાણી પણ ગઈ છે, હું પણ તારાથી એ વાત છૂપાવીશ નહિ. તેં તારી શેઠાણીનું એક કામ કરી ઇનામ મેળવ્યું છે તો હવે મારું પણ એક કામ કર તો હું પણ તને ઇનામ આપું."

જે પાપમાં નિમગ્ન છે, જેનું ચરિત્ર અતિ ભ્રષ્ટ છે તેવા માનવોને સમજવા મુશ્કેલ છે. દેવેન્દ્રે માયાને ઘણું દ્રવ્ય આપવાનું પ્રલોભન બતાવી કુંદનને વેચવાની વાત કહી, તે સાંભળીને માયાની આંખો લાલ થઈ ગઈ. માયાએ ઊભા થઈને કહ્યું: "તમે મને દાસી સમજીને આ વાત કહી છે, એનો ઉત્તર હું નહિ આપું. હું મારા શેઠને જઈને આ વાત કહીશ, તે તેનો જવાબ આપશે."

આમ બોલી માયા ત્યાંથી દોડી ગઈ, દેવેન્દ્ર ઘણીવાર સુધી સંકુચિત ચિત્તથી અને ભગ્ન હૃદયે ચૂપચાપ બેસી રહ્યો. પછી ભરી ભરીને બે ગ્લાસ શરાબ પીધો, તેથી તે ચિંતામુક્ત થઈને ધીમે ધીમે ગાવા લાગ્યો—

હાય! ઇન્સાન છતાંએ હું તો હેવાન પૂરો થયો છું.
જીવતો રહ્યો છું તો પણ મુડદું સમો બન્યો છું.

## ૨૦

પ્રભાત થતાં મહામાયા પોતાના કામ પર ગઈ. નગેન્દ્રનાથના ઘરમાં બે દિવસથી મોટો કોલાહલ મચી રહ્યો હતો. કુંદનનો ક્યાંય પત્તો લાગતો ન હતો, ઘરના સૌને ખબર પડી ગઈ કે કુંદન ગુસ્સે થઈને ચાલી ગઈ છે. પડોશમાં કેટલાંકને કુંદનના જવાની ખબર પડી ને કેટલાંકને ન પડી, તે શા માટે ચાલી ગઈ તે કોઈ બતાવી શક્યું નહિ. નગેન્દ્ર સમજ્યો કે મેં કુંદનને વિધવા-વિવાહ સંબંધમાં કહ્યું હતું, એટલે કદાચ તે સાંભળીને તે મારા ઘરમાં રહેવું અનુચિત સમજીને ચાલી ગઈ હશે પણ જો તેને એ વાત ના ગમી તો કમલ સાથે તે કેમ ના ગઈ? નગેન્દ્રના મુખ પર ક્રોધ સાથે કાળાશ છવાઈ હતી, કોઈ તેની પાસે ડરને લીધે જવાનું સાહસ કરતું ન હતું. સૂર્યમુખીનો શો દોષ છે તે એ ન સમજ્યો પણ તેણે તેની સાથે વાતચીત કરવાનું છોડી દીધું. ગોવિન્દપુરમાં ને તેની આસપાસના ગામોમાં સ્ત્રીઓને જાસૂસીનું કામ સોંપી કુંદનની શોધમાં નગેન્દ્રે મોકલી.

સૂર્યમુખી ક્રોધ કે ઈર્ષ્યાને લીધે ગમે તે બોલી ગઈ પણ કુંદનની નાસી ગયાની વાત સાંભળી અત્યંત દુઃખી થઈ. કમલે સૂર્યમુખીને સમજાવી કે દેવેન્દ્રે જે કંઈ કહ્યું છે તે વિશ્વાસ યોગ્ય નથી. કારણ કે દેવેન્દ્ર સાથે જો કુંદનને ગુપ્ત પ્રણય હોય તો તે વાત ગુપ્ત રહી શકે નહિ ને કુંદનના સ્વભાવ પરથી એ વાત સાચી હોવાનો સંભવ નથી. દેવેન્દ્ર નશાખોર છે ને નશામાં તેણે પોતાની જૂઠી બડાઈ હાંકી છે. સૂર્યમુખી આ બધી વાત સમજી અને તેથી તેને અધિક પશ્ચાતાપ થયો. તે બેચેન બની, પોતાની અણસમજ પર તે પોતાનું માથું કૂટવા લાગી, આખરે તેણે પણ કુંદનની શોધમાં માણસો મોકલ્યા.

કમલનું કલકત્તા જવાનું મુલતવી રહ્યું. તેણે કોઈને કશું કહ્યું નહિ, સૂર્યમુખીનો પણ તિરસ્કાર ન કર્યો, કમલે ગળે પહેરેલો સોનાનો હાર કાઢી પડોશણો અને બીજી સ્ત્રીઓ બેઠી હતી ત્યાં આગળ આવી કહ્યું: "જે કુંદનને લઈ આવશે તેને આ હાર હું આપીશ."

માયા બાજુમાં ઊભી રહી આ બધું જોઈ–સાંભળી રહી હતી; પણ કંઈ બોલતી ન હતી. કમલનો હાર જોઈ તેના મનમાં લોભ ઉત્પન્ન થયો પણ તેણે તે લોભને રોકયો. બીજે દિવસે દાદીના સ્નાન કરવા જવાના સમયે ઘેર આવીને કુંદનને હેતથી ભોજન કરાવ્યું, રાતના આવીને કુંદનની પથારી પોતાની પથારીની પાસે બિછાવી દીધી. બંને પાસે પાસે સૂતાં, સૂતાં પણ બંનેમાંથી એક પર નિદ્રાદેવીએ પોતાનો હસ્ત ના ફેરવ્યો. ઉભય પોતપોતાના મનમાં તરેહ તરેહની ચિંતાઓ કરતી જાગતી હતી. માયા! દેખાવમાં તો તું સુંદર દેખાય છે, ઉંમર પણ નાની છે, બાહ્ય દષ્ટિએ તું નિર્દોષ ભાસે છે, પણ તારા હૃદયમાં છળકપટનો કેમ ભંડાર ભર્યો છે? બીજાને શા માટે તું ઠગવા ઇચ્છે છે? વિધાતાએ તેને શા માટે ઠગી? વિધાતાએ એને ઠગી છે માટે એ સૌને ઠગવા તૈયાર થઈ છે, માયાને સૂર્યમુખીના આસન પર બેસાડી હોત તો તે શું છળકપટ કરવા પ્રેરાત ખરી? માયા કહે છે: 'નહિ.' માયાને માયાના ઉપયુક્ત આસન પર બિરાજમાન કરવાથી તે સાચી માયા હોત! લોકો કહે છે તે સઘળો દુષ્ટનો દોષ છે, દુષ્ટ કહે છે હું તો ભલો માણસ છું પણ લોકોનાં દોષથી મારે દુષ્ટ બનવું પડે છે. અને તેથી લોકો કહે છે કે ભલો માણસ જો દુષ્ટ બની શકે છે તો પછી કોયલ કાગડો કેમ બનતી નથી?

માયા મનમાં વિચારી રહી હતી–હવે હું શું કરું? ઈશ્વરે જ્યારે અવસર આપ્યો છે ત્યારે તેને હાથથી જવા દેવો ન જોઈએ. એવું ન બને કે આટલું કર્યું કારવ્યું મારી મૂર્ખાઈથી ધૂળ ભેગું ના મળે. જો હું કુંદનને નગેન્દ્રનાથને ઘેર તેડી જાઉં તો કમલ સોનાનો હાર આપશે, શેઠાણી પણ કંઈ આપશે, શેઠ તરફથી પણ કંઈ બક્ષિસ

મળશે. બીજી તરફ જો કુંદનને હું દેવેન્દ્રબાબુના હાથમાં સોંપું છું તો નગદ રૂપિયાનો ઢગલો મળે છે. દેવેન્દ્ર કુંદનને તે શી એટલી બધી ખુબસૂરત માની બેઠો છે કે તેને માટે તે પોતાનું જીવન, ધન, માનમર્યાદા સર્વ કાંઈ ગુમાવી દેવા તૈયાર થયો છે? અમે આખો દિવસ મહેનત કરીને લૂખોસૂકો રોટલો ખાઈએ છીએ, જો અમે પણ સારી સારી ચીજો ખાઈએ, સારાં કપડાં પહેરીએ, આરામથી પલંગ પર પડી રહીએ, વિનોદ–પ્રમોદમાં સમય ગુમાવીએ, તો અમે પણ એવા રૂપવાન બની શકીએ એમ છીએ. ભોળી ભલી કુંદન દેવેન્દ્રબાબુના મર્મને શું સમજી શકે? કમળ પંકને જ ચાહે છે, કીચડમાં જ કમળ ખીલે છે, દેવેન્દ્ર પણ કુંદનને મેળવીને જ પ્રસન્ન થશે. જેના ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે, તેને માટે મારે શા માટે દુઃખી થવું? હું શા માટે ક્રોધ કરું છું? મનને વૃથા બાળવાથી શો ફાયદો? પ્રેમની વાત સાંભળીને જ હસવું આવે છે. આ બાબત મને જો કોઈ પૂછે તો હું જરૂર કહું કે એ બધી મૌખિક જ વાત છે, લોકોમાં એક પ્રમાદ માત્ર છે. જેને પ્રેમ કરવો હોય તે કરે. હું તો કોઈની સાથે કદાપિ પ્રેમ કરીશ નહિ.

દેવેન્દ્રબાબુ! ઓહ! બીજાનું ચિત્ત ચોરવા જતાં હું મારું જ ચિત્ત ગુમાવી આવી કેટલું સુંદર મુખ છે? અંગ પ્રત્યેક અંગ કેટલા સુરેખ છે? કેટલું મીઠું ગળું છે? આટલા ગુણો હોવા છતાંએ એ મને કહે છે કે કુંદનને લાવી આપ. એ કહેવા માટે બીજો કોઈ માણસ ના મળ્યો, એ નશાખોરના નાકમાં એક મુક્કો માર્યો હોત તો તેની હોંશ ઠેકાણે આવી જાત. તેના નાક પર મુક્કો મારવો એ પણ સુખદ છે, પણ એવી વાહિયાત વાતો વિચારવાથી શો અર્થ? એ માર્ગમાં પણ ધર્મના કાંટા છે. આ જન્મમાં મેં અનેક વાર માલિકના સુખ દુઃખમાં ભાગ લીધો છે તેથી કુંદનને દેવેન્દ્રના હાથમાં સોંપી શકું એમ નથી. આ વાત મનમાં આવતાં સારા શરીરમાં અગ્નિ જલે છે. કુંદન કદી પણ તેના હાથમાં ન સપડાય એવા જ

પ્રયત્નો હું કરીશ. શું કરવાથી તે આશા પૂરી થશે? કુંદન જ્યાં હતી ત્યાં રહેવાથી જ તે દેવેન્દ્રના હાથથી બચી શકે એમ છે, તે ગોપી બને કે ચાહે તો કૃષ્ણ બને. તે વાત તે મકાનની અંદર કોઈ કોઈને કહેવાનું નથી. કુંદનને પાછી મૂકી આવવાનો જ વિચાર સારો છે, પણ કુંદન પાછી જશે તો નહિ. તે નગેન્દ્રના ઘર તરફ દૃષ્ટિ પણ ફેંકશે નહિ. જો બધાં મળીને તેને સમજાવીને લઈ જાય તો કદાચ જાય ખરી!

એક વાત મારા મનમાં હજી રમે છે, શું ઇશ્વર તે પૂરી નહિ કરે? સૂર્યમુખીના પતિપ્રેમના ગર્વનું ખંડન નહિ થાય? ઇશ્વર ઇચ્છા હોય તો તે થઈ શકે એમ છે, પણ સૂર્યમુખી ઉપર મારો આટલો ગુસ્સો શા માટે? તેણે તો કોઈ પણ વખતે મારું બૂરું તાક્યું નથી, તે તો મારી તરફ મમતા રાખે છે, ને મારું ભલું કરવામાં પણ કોઈ દિવસ ચૂકી નથી, તો પછી ક્રોધ શા માટે? શું તે માયા નથી જાણતો? માયા સર્વ કાંઈ જાણે છે. શા માટે ગુસ્સો થાય છે કહું? સૂર્યમુખી સુખી છે હું દુઃખી છું, તે શેઠાણી બની મારા પર હકુમત કરે છે અને હું દાસી બની તેની આજ્ઞાનું પાલન કરું છું, તે મોટી છે ને હું નાની છું, તે જ ક્રોધનું કારણ છે, તે જ ઇર્ષ્યાથી હું મનમાં ને મનમાં બળી રહો છું, વળી એમ વિચાર આવે છે કે ઇશ્વરે તેને મોટી બનાવી એમાં એનો પણ શો દોષ? તો પછી શા માટે હું વ્યર્થ ગુસ્સો કરું છું? એનો જવાબ મારી પાસે એક જ છે અને તે એ કે ઇશ્વરે મને ઇર્ષ્યા, દ્વેષ અને ક્રોધનો ભંડાર બનાવી છે, તો પછી એમાં મારો પણ શો વાંક છે? તો પણ સહસા હું એનું બૂરું કરવા ઇચ્છતી નથી, પણ એનું અનિષ્ટ કરવાથી જો મારું ભલું થતું હોય તો હું તે શા માટે ન કરું? પોતાનો સ્વાર્થ કોણ નથી જોતું? પહેલાં તો ખૂબ વિચારીને શોધી કાઢવા દે કે શું કરવું ઉચિત છે. કયે માર્ગે જવાથી વિશેષ લાભ મળે એમ છે? મારે રૂપિયાની જરૂર છે. હવે મારાથી નોકરી થાય એમ નથી, નોકરી કરી કરીને તો હવે

મારો જીવ ભરાઈ ગયો છે, શું મારું આખું જીવન બીજાની ખીદમતગારી કરવામાં જ પૂરું થઈ જશે? સ્વતંત્ર સુખ ભોગવવાનું મારા નસીબમાં શું નહિ લખાયું હોય? રૂપિયા વગર સ્વતંત્રતા પૂર્વક જીવન જીવવું કઠિન છે. કઠિન તો બેશક છે જ પણ રૂપિયા લાવવા કયા ઝાડેથી? નગેન્દ્રનાથના ઘર સિવાય બીજે રૂપિયા છે પણ ક્યાં? તેમના ઘરમાંથી રૂપિયા કઢાવવાની કંઈ યુક્તિ શોધવી જોઈએ. બધાં જાણે છે કે કુંદન ઉપર નગેન્દ્રની નજર પડી છે, તે હમણાં કુંદન મંત્રના ઉપાસક બન્યા છે, તેનું જીવનસુખ હમણાં કુંદનના હાથમાં છે, કુંદન જ તેમનું સર્વસ્વ બની બેઠી છે. નગેન્દ્રબાબુ મોટા માણુસ છે. જે ચાહે તે કરી શકે એમ છે પણ સૂર્યમુખીને લીધે કાંઈ કરી શકતા નથી. જો એ બંનેમાં કોઈ રીતે અણબનાવ ઉપસ્થિત થાય તો સૂર્યમુખી તરફ જે કંઈ મમત્વ છે તેમાં શિથિલતા આવ્યા વિના ન રહે, આથી એ બંનેને તકરાર થાય એવી યુક્તિ પ્રથમ મારે શોધવી જોઈએ.

પછી નગેન્દ્ર કુંદનની પૂજા કરશે કુંદન હજી બિલકુલ ભોળી છે, સંસારના છળકપટ કંઈ જાણુતી નથી. હું સમજુ છું, કુંદનને ઝટ વશ કરી લઈશ. બેજ દિવસના પરિચયે તેને હું ઓળખી શકી છું. હું કુંદન પર એવી માયાજાળ ફેલાવીશ કે હું જે ધારું તે તેની મારફત કરાવીશ. જ્યારે નગેન્દ્ર કુંદનની પૂજા આરંભશે, જ્યારે તે કુંદનના આજ્ઞાકારી બનશે ત્યારે કુંદન મારી આજ્ઞાકારિણી બનશે; ત્યારે પૂજાનો પ્રસાદ મને પણ મળશે કુંદનની મારફત હું મારા બધા જ મનોરથો પૂરા કરી શકીશ, અગર જો મને દાસીના કામથી છૂટકારો મળી જશે તો હું સમજીશ કે મારું બધું કામ પાર પડી ગયું છે, જોઉં છું જગદંબા મા કેવી સહાય કરે છે! નગેન્દ્રના હાથમાંજ કુંદનને સોંપીશ, પણ તે હમણાં નહિ, હજી થોડા દિવસ કુંદનને મારા ઘરમાં છૂપાવી રાખીશ. જોઉં તો ખરી કે ફૂલ કેવું ખીલે છે? પ્રેમીઓના પ્રેમની પરિપક્વતા વિયોગાવસ્થામાં જ થાય

છે. કુંદન તરફ જો નગેન્દ્રનો વાસ્તવિક જ પ્રેમ હશે તો તે આપો આપ પ્રગટ થશે. જ્યારે કુંદન વગર બેચેન બની ઝૂરશે ત્યારે જ કુંદનની મુલાકાત હું કરાવીશ. આટલું થવા છતાંએ જો સૂર્યમુખીનું ખરેખર ભાગ્ય ન ફૂટે તો પછી મારે સમજવું જોઈએ કે સૂર્યમુખી ખરેખર ભાગ્યવતી છે, એ દરમિયાન હું કુંદનને હસવા બોલવાનું શિક્ષણ આપીશ. પ્રેમના પાઠો પઢાવીશ, પણ તે પહેલાં મારી દાદીને કમારઘાટ મોકલી આપું નહિ તો કુંદનને તેમનાથી છૂપાવીને કેટલા દિવસ ઘરમાં રાખી શકાય?

આ રીતે મનમાં સંકલ્પ કરી પાપિની માયા છળ–વ્યાપારમાં પ્રવૃત્ત થઈ, દાદીને વ્યાજ લાવવાનું બહાનું કાઢી કમારઘાટ ગામમાં રવાના કર્યાં ને કુંદનને લહેરથી પોતાના ઘરમાં રાખી કુંદનને તેનો સદ્‌વ્યવહાર ને સહૃદયતા જોઈ મનમાં કહેવા લાગી: ' મહામાયા જેવી ઉચ્ચ વિચારની મારા જોવામાં હજી સુધી કોઈ આવી નથી. કમલ મુખી પણ મારા પર આટલો સ્નેહ રાખતી ન હતી.'



માયાએ શેત્રંજના પ્યાદાં બરાબર ગોઠવવા માંડ્યા, કુંદન તેના હાથનું રમકડું બની, પણ જ્યાં સુધી સૂર્યમુખી નગેન્દ્રની આંખનો કાંટો ન બને ત્યાં સુધી તે સર્વ નકામું હતું, એથી માયા માટે પહેલું કાર્ય એ હતું એ બંનેના અભિન્ન હૃદયમાં ભેદભાવ ઉત્પન્ન કરવા તેણે યોજના ઘડી.

એક દિવસ સવારે મહામાયાએ નગેન્દ્રના ઘરમાં આવી ઘરનું કામકાજ શરૂ કર્યું. રામદેઈ નામની એક બીજી દાસી પણ ત્યાં કામ કરતી હતી. માયા બધાની ઉપરી હતી તેમજ ગૃહસ્વામિનીની કૃપાપાત્ર હોવાથી તે હંમેશ રામદેઈને લડ્યા કરતી હતી. માયાએ તેને કહ્યું: "રામીબેન, આજે મારી તબિયત સારી નથી. મારું પણ કામ આજ તમે કરી લેજો." રામદેઈ મહામાયાથી ડરતી હતી. કંઈ પણ વિરોધ વગર તે બોલી: "કરીશ, શા માટે નહિ કરું ? દેહ સાથે સુખ દુઃખ તો જોડાયલાં જ છે, બધા દિવસ તબિયત એક સરખી રહેતી નથી, તમે ને હું બંને એક જ ઘરે નોકરી કરીએ છીએ. તમારી તબિયત સારી નથી તો હું તમારું કામ જરૂર કરીશ."

માયાએ પહેલેથી નક્કી કરી રાખ્યું હતું કે રામદેઈ બલેને ગમે તેટલો સારો જવાબ આપે તો પણ તેમાં તેનો દોષ કાઢી તેની સાથે તકરાર કરવી, તેથી તેની વાત સાંભળી માયા ગર્જીને બોલી: "કેમરે રામી ? તું તો કંઈ બહુ દિવસે દિવસે ફાટતી જાય છે ? મને પણ ગાળો દે છે ?"

રામદેઈ ચોંકીને બોલી: "રામ રામ ! હું તમને શામાટે ગાળ દઉં ? મેં તમને ક્યારે ગાળ દીધી ?"

"હજી ચૂપ નથી રહેતી ને કહે છે કે મેં ક્યારે ગાળ દીધી? હમણાં તેં ન કહ્યું કે બધા દિવસ એક સરખો સ્વભાવ રહેતો નથી. શું મારો સ્વભાવ આજકાલ બદલાઈ ગયો છે? મારા સ્વભાવમાં શો ફેર પડ્યો છે તે તારે બતાવવો જ પડશે, નહિ તો તું જે મને કહે છે તે તને થશે. તારા જ સ્વભાવમાં આગ લાગે!"

"આગ લાગશે બહેન! તું શા માટે રીસ કરે છે? એક દિવસ મરવાનું તો છે જ ને? યમ તને કે મને કોઈને છોડવાના નથી."

"ભગવાન કરે ને યમ તને ના ભૂલે, તું મને ધમકાવે છે, તને મારી અદેખાઈ આવે છે. તું મને જોઈને બળે છે. બળ! બળીને ખાક થઈ જા. તારી આંખો ફૂટે, તું જન્મોજન્મ આંધળી થાય, તારું સત્યાનાશ જાય!"

રામદેઈ આથી વધુ કાંઈ સાંભળી શકી નહિ, તે બોલી: "તારી જ આંખ ફૂટે. તારું જ સત્યાનાશ જાય, તું જ બળી મરીને ખાક થઈ જાને! અભાગિયણ! લુચ્ચી! ચૂપ રહે નહિ તો દેવતા લાવીને ડામ દઈ દઈશ. હા.." કલહવિદ્યામાં રામદેઈ માયા કરતાં ઉતરે એવી ન હતી. તેથી માયા ઠંડી પડી. તે સૂર્યમુખી પાસે ફરિયાદ કરવા ગઈ તે સમયે જો કોઈએ માયાનું મુખ નિહાળ્યું હોત તો સમજી શકત કે તેના મુખ પર ક્રોધનું એકપણ ચિહ્ન નથી. તેના મુખ પર હાસ્ય રમી રહ્યું છે. પણ જ્યારે તે સૂર્યમુખી પાસે જઈને ઊભી રહી ત્યારે તેના ચહેરા પર ક્રોધના વિલક્ષણ ભાવે દેખા દીધી. ત્યાં પહોંચીને તુરત જ તેણે ઈશ્વરે દરેક સ્ત્રીને અર્પેલા અસ્ત્રનો પ્રયોગ કર્યો એટલે કે રુદન આરંભ્યું.

સૂર્યમુખીએ રામદેઈને બોલાવી બંનેની વાતો સાંભળી. સૂર્યમુખીને વિચારતાં લાગ્યું કે દોષ માયાનો છે તોપણ રામદેઈને રહેજસાજ ઠપકો આપ્યો. આટલાથી માયા સંતુષ્ટ ના થઈ તેણે કહ્યું: "રામદેઈને રજા આપો નહિ તો હું ચાલી જઈશ."

સૂર્યમુખી મહામાયા પર નારાજ થઈ બોલી: "માયા! તું

બહુ આગળ વધતી જાય છે. તું તારી જાત માટે શું સમજે છે? તું જે કહે એમ જ થાય? લડવાની શરૂઆત તેં જ કરી છે. તારો જ બધો દોષ છે. તારા કહેવાથી હું એને રજા આપું? હું એવો અન્યાય કરી શકતી નથી. જો તારી ઇચ્છા જવાની હોય તો તું જા હું તને રોકતી નથી."

માયાને તો આજ શબ્દો સાંભળવા હતા. "ઠીક, જાઉં છું." એમ બોલી આંસુ સારતી બહારના ઓરડામાં નગેન્દ્ર પાસે ગઈ.

નગેન્દ્ર ઓરડામાં એકલો બેઠો હતો. આજકાલ તે કોઈને હળતો મળતો નહિ. એકલા રહેવાનું જ પસંદ કરતો હતો. માયાને રડતી જોઈ તેણે પૂછ્યું: "માયા, કેમ રડે છે?"

"મારો પગાર જે કાંઈ બાકી હોય તે હિસાબ કરીને મળી જાય એવો હુકમ લખી આપો."

"કેમ? શું થયું?"

"મને શેઠાણીએ રજા આપી છે."

"કયા દોષ માટે? તેં શું કર્યું છે?"

"રામદેઈએ મને ગાળ દીધી હતી. મેં ફરિયાદ કરી. તેમણે તેની વાત સાચી માની મને ઘરમાંથી નીકળી જવાનું કહ્યું છે."

નગેન્દ્ર માથું હલાવી હસતા હસતા કહ્યું: "એ બધું ઠીક પણ અસલ વાત શી છે તે કહે."

ત્યારે માયાએ નમ્રતાથી કહ્યું: "અસલ વાત તો એ છે કે હું અહીં રહેવાની નથી. હું પોતે જ હવે અહીં રહેવા ખુશી નથી."

"કેમ?"

"શેઠાણીનો સ્વભાવ આજકાલ બગડી ગયો છે. કોને કયારે શું કહી બેસશે તેનો ભરોંસો નહિ."

નગેન્દ્રે તીખા સ્વરે કહ્યું: "એટલે?"

માયા જે કહેવા માટે આવી હતી તે અવસર તેને મળ્યો. તેણે કહ્યું: "તે દિવસે કુંદનને શું નું શું કહ્યું હતું તેથી તે ન જાણે

ક્યાંય ચાલી ગઈ. અમને બીક લાગે છે કે કોઈ દિવસ એની માફક અમને પણ કંઈ કહી દે તો અમે પણ નકામા લાજી મરીએ."

"કુંદનને શું કહ્યું હતું?"

"આપની સામે તે બોલતાં મને શરમ આવે છે. તેથી હું કહી શકતી નથી."

તે સાંભળીને નગેન્દ્રના મુખ પર કાળાશ છવાઈ ગઈ તેણે કહ્યું: "ઠીક, આજે તું ઘેર જા. કાલે તને બોલાવીશ."

માયાની મનોકામના સિદ્ધ થઈ. એણે એટલા માટે જ રામદેઈ સાથે જૂઠી તકરાર કરી હતી.

નગેન્દ્ર ઊઠીને સૂર્યમુખીની પાસે ગયો. માયા ધીમે ધીમે પગ ઉપાડતી એની પાછળ ગઈ.

સૂર્યમુખીને એકાંતમાં લઈ જઈ નગેન્દ્રે પૂછ્યું: "શું તેં માયાને જવાનું કહ્યું છે?" સૂર્યમુખીએ કહ્યું: "હા—કહ્યું છે." એમ કહી તેણે માયાને રામદેઈની બધી હકીકત કહી સંભળાવી. નગેન્દ્રે કહ્યું: "એ તો ઠીક જાણે પણ તેં કુંદનને શું કહ્યું હતું તે કહે." નગેન્દ્રે જોયું કે તેના આ પ્રશ્નથી સૂર્યમુખીનું મુખ વીલું પડી ગયું હતું. તે ધીમા સ્વરે બોલી: "શું કહ્યું હતું?"

"કંઈ દુર્વચન કહ્યું હતું?"

સૂર્યમુખી થોડીવાર સુધી સ્તબ્ધ રહી. પછી તે બોલી: "આપ મારા સર્વસ્વ છો. આપ જ મારા લોકપરલોક છો. આપનાથી શી વાત હું છૂપાવી શકું? આજ સુધી મેં કોઈ વાત તમારાથી છૂપાવી નથી તો પછી એ અન્ય વ્યક્તિની વાત તમારાથી હું શા માટે છૂપાવું? મેં કુંદનને કુવચન કહ્યાં હતાં. તે સાંભળી કદાચ આપ ગુસ્સે થાઓ એ બીકે એ વાત મેં આપને કહી ન હતી. મારો આ અપરાધ ક્ષમા કરો. આજે જ્યારે આપે પૂછ્યું છે તો હું બધી જ વાત કહું છું."

સૂર્યમુખીએ હરિદાસી સાધ્વીના પરિચયથી કુંદનના તિરસ્કાર

પર્યંતની નિર્મળ ભાવથી વિસ્તાર પૂર્વક બધી વાતો કહી. છેલ્લે કહ્યુંઃ "કુંદનને નસાડીને હું મારી કરણી પર જ પસ્તાઉં છું. હું તે વિચારી વિચારીને મરી રહી છું. તેની શોધ માટે ગામોગામ માણુસો મોકલ્યા છે. જો તેનો પતો મળે તો હું જાતે જઈને તેને તેડી લઇ આવીશ. આપ મારા આ અપરાધની ક્ષમા કરશો."

"એમાં તારો વિશેષ અપરાધ નથી, તેં જેવી કુંદનના કલંકની વાત સાંભળી એવી વાત સાંભળી ક્રોધ ચઢે એ એક સ્વાભાવિક વાત છે, દુરાચરણી સ્ત્રીને કોણુ આવી ભલા ઘરની સ્ત્રી હોય કે તેની દુરાચારની વાત સાંભળીને તેને મીઠી વાત કહે અથવા ઘરમા રાખે? પણ એકવાર એ વાતને જો તેં મનમાં વિચારી જોઈ હોત તો ઠીક થાત."

"તે સમયે વિચાર્યું ન હતું. હવે વિચારું છું."

"તે સમયે કેમ ના વિચાર્યું?"

"મારા મનમાં ભ્રમણા ઉત્પન્ન થઈ હતી." પતિપરાયણ સૂર્ય-મુખી આથી વધુ કંઈ ના બોલી, પતિના પગ પાસે તે આવીને બેઠી અને તેના બંને ચરણો બે હાથે પકડીને તેને અશ્રુજળથી ધોયા. પછી મોં ઊંચુ કરી તે બોલીઃ "નાથ, તમે મારા પ્રાણુના પણ પ્રાણુ છો. હું કોઈ વાત મારો પાપી પ્રાણુ રહેશે ત્યાં સુધી તો નહિ જ છૂપાવું. મારા અપરાધને ક્ષમા કરો."

"તારે વધુ બોલવાની જરૂર નથી. હું જાણું છું કે તારા મનમાં એ સદેહ હતો કે કુંદનને હું ચાહું છું.

સૂર્યમુખી નગેન્દ્રના બંને પગ વચ્ચે માથું છૂપાવી રડવા લાગી. થોડીવાર રડયા બાદ તે બોલીઃ "હું આપને શું કહું? જે દુઃખ મને થયું છે તે શું હું આપને કહી શકું એમ છું? મારા મરવાથી આપ દુઃખી થાઓ તેથી જ હું મરતી નથી. નહિ તો જ્યારે મને એ ખબર પડી કે કોઈ અન્ય વ્યક્તિએ તમારા મન પર અધિકાર જમાવ્યો છે ત્યારે મેં મરવાનો નિશ્ચય કર્યો હતો. કેવળ મરવાનો

વિચાર જ પણ જેમ સંકટ આવે સૌ મૃત્યુ પસંદ કરે છે. તેમ સાથે મરવાનું જ નક્કી કર્યું હતું. મારી કસૂર માફ કરો."

નગેન્દ્ર ઘણીવાર સુધી સ્થિરતાથી ચૂપચાપ બેસી રહ્યો. પછી તે નિશ્વાસ નાંખી બોલ્યો: "અપરાધ મારો જ છે. તારો અપરાધ જરાપણ નથી. ખરી રીતે હું જ તારો વિશ્વાસઘાતી છું. સાચે જ મેં તને ભૂલીને કુંદનને...શું કહું ? મને જે દુઃખ થયું છે અને થઈ રહ્યું છે તે હું તને શું કહું ? તું સમજતી હશે હું ચિત્તને કાબૂમાં રાખવાની ચેષ્ટા નથી કરતો એવું તું કદાપિ પણ સમજીશ નહિ. મેં જેટલી મારી જાતને ધિક્કારી છે, જેટલી તિરસ્કારી છે, એટલો તિરસ્કાર તું મારો કરી શકશે નહિ. હું...પાપી છું...પાપાત્મા છું... હું મારા મનને કાબૂમાં રાખી શક્યો નહિ."

સૂર્યમુખી નગેન્દ્રની આવી દીનવાણી સાંભળી શકી નહિ. તેણે હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "તમારા મનમાં જે હોય તે ભલે રહ્યું. તે બધું મને કહેશો નહિ. આપની પ્રત્યેક વાત મારા હૃદયમાં તીર સમાન ખૂંચે છે. મારા ભાગ્યમાં જે લખ્યું હતું તે બન્યું છે. તે હવે હું સાંભળવા ઇચ્છતી નથી. મારાથી એ બધું સાંભળી શકાતું નથી."

"નહિ. એમ નહિ બને. તારે હજી પણ સાંભળવું જ પડશે. જ્યારે તેં વાત છેડી છે તો મનની વાત તને કહ્યા વિના રહી શકું એમ નથી ઘણા દિવસથી હું કહેવાની ઇચ્છા કરતો હતો પણ કહેવાનું સાહસ કરી શકતો નહતો. આજે છાતી પર શીલા મૂકી તે વાત તને કહું છું. સાંભળ. હું સંસારનો ત્યાગ કરવા ઇચ્છું છું. મરીશ નહિ. પણ કોઈ દૂર દૂર દેશમાં ચાલ્યો જઈશ. આ ઘરમાં—આ પરિવારમાં—આ દોલત ને આ દુનિયામાં હવે સુખ નથી. તારાથી પણ હવે મને સુખ મળે એમ નથી. હું તારે માટે અયોગ્ય પતિ છું. હું પાસે રહીને તને વધુ દુઃખી કરવા ઇચ્છતો નથી. કુંદનની શોધમાં દેશદેશાંતર ઘૂમીશ. તું આ ઘરમાં રહીને ઘરનું કામ સંભાળ. મનને મનાવજે કે તું વિધવા થઈ ગઈ છે. જેનો સ્વામી આવી નીચ

પ્રકૃતિનો છે તે સ્ત્રી વિધવા નથી તો શું છે? પણ હું નીચ હોઉં, પામર હોઉં કે ચાહે જે હોઉં તોપણ તને છેતરીશ નહિ. હું પરવશ બની ગયો છું. એ વાત હું તને સ્પષ્ટ કહી દઉં છું. હું ઘરબાર ત્યાગીને વિદાય થાઉં છું. જો કુંદનને ભૂલી શકીશ તો પુનઃ પાછો ફરીશ. નહિ તો પછી તારી ને મારી આ છેલ્લી મુલાકાત છે."

આવા વજ્ર સમાન શબ્દો સુણી સૂર્યમુખી શું બોલે? તે બિચારી પત્થર મૂર્તિ જેવી નિઃસ્પંદ બની ધરતી તરફ તાકતી જોઈ રહી. પછી તે બેશુદ્ધ થઈ ધરતી પર ઢળી પડી. હિંસક વાઘ જેમ પોતાના હિંસિત જીવની સ્થિતિ જુએ છે એમ નગેન્દ્ર સ્થિરતાથી ઊભો રહી સૂર્યમુખીની સ્થિતિ જોઈ રહ્યો. મનમાં તે બબડયો: "એક દિવસ મરવાનું તો છે જ તો પછી વહેલું શું ને મોડું શું? જેવી પ્રભુ ઈચ્છા! હું શું કરું? હું મરી જાઉં પણ સૂર્યમુખી ત્યારબાદ જીવતી રહી શકશે?"

થોડીવાર બાદ સૂર્યમુખી શાંત થતાં તે ઊઠીને બેઠી થઈ ને પુનઃ સ્વામીના કદમ પકડી બોલી: "એક વિનંતી સ્વીકારશો?"

"શી?"

"એક મહિનો હજી પણ ઘરમાં રહો. તે દરમિયાન જો કુંદન ના મળે તો આપ ઘર છોડીને જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જજો. હું તમને રોકીશ નહિ."

નગેન્દ્ર આ ઉત્તરનો પ્રત્યુત્તર પાઠવ્યા વિના બહાર ચાલ્યો ગયો. મનમાં તેણે એક માસ રોકવાનો નિશ્ચય કર્યો. સૂર્યમુખી પણ એ સમજી ગઈ. તે સ્વામીના મુખ તરફ જોઈને મનમાં ને મનમાં કહી રહી હતી: "પ્રાણનાથ-મારા સર્વસ્વ, હું તમારા પગનો કાંટો કાઢવા મારા પ્રાણની પણ પરવા કરીશ નહિ. શું તમે આ અભાગી સૂર્યમુખી ખાતર દેશત્યાગ કરશો? તમે મોટા છો કે હું મોટી છું? તમે શા માટે જાઓ? તમારા ગૃહત્યાગ પૂર્વે જ આ સંસાર છોડીને હું વિદાય થઈ જઈશ."

●

## ૨૨

મહામાયા નોકરીમાંથી બરતરફ થઈ પણ નગેન્દ્રના ઘર સાથેનો તેનો સંબંધ છૂટચો નહિ. તેના ઘરની ખબર અંતર જાણવા માટે માયાના કાન ખડા રહેતા, ત્યાંના કોઈ આદમીને જોતાં તેને ઘેરીને બેસાડતી અને તેની સાથે ગપ્પાં મારતી. વાત વાતમાં સૂર્યમુખી પ્રતિ નગેન્દ્રનું કેવું વર્તન છે તે જાણી લેતી. જ્યારે કોઈ દિવસ કોઈની મુલાકાત ન થતી ત્યારે કઈને કંઈ બહાનું શોધી તે નગેન્દ્રનાથના સ્નેહીઓને ત્યાં જતી ને દાસીઓ સાથે અલક મલકની વાતોમાં પોતાની મતલબ જાણી લેતી.

આ રીતે થોડા દિવસો વીત્યા બાદ એક દિવસ એક વિઘ્ન ઉપસ્થિત થવાની નોબત વાગી.

દેવેન્દ્ર સાથે માયાનો પરિચય જ્યારથી થયો ત્યારથી માલતી ગોવાલણનું આગમન કંઈ ને કંઈ કારણસર વારંવાર થવા લાગ્યું. માલતીને લાગ્યું કે આવી રીતે આવવા જવાનું માયાને પસંદ નથી, અને વળી તેણે એ પણ જોયું કે તેનું એક ઘર હંમેશ બંધ રહે છે. માયાની બુદ્ધિ કૌશલ્યને કારણે હર હંમેશ બારણાની સાંકળને તાળું વાસેલું રહેતું હતું. એક દિવસ માલતીએ આવીને જોયું તો એ ઘરને તાળું વાસેલું ન હતું. માલતીએ તુરત જ સાંકળ ખોલી બારણું ખોલવા યત્ન કર્યો પણ તેને લાગ્યું કે બારણું અંદરથી બંધ છે, ત્યારે તેને ખાતરી થઈ કે જરૂર ઘરમાં કોઈ હોવું જોઈએ.

માલતીએ માયાને કંઈ કહ્યું નહિ, પણ તે વિચારવા લાગી કે અંદર કોણ હશે? પહેલાં તેને લાગ્યું કે કોઈ પુરુષ અંદર હોવો જોઈએ, પણ કોણ કોનો પ્રેમી છે તે બધું માલતી જાણતી હતી.

આથી તેને લાગ્યું કે આમાં તેની ભૂલ થાય છે. કોઈ પુરુષ દિન રાત તેના ઘરમાં આવી રીતે છૂપાઈને રહી શકે ખરો? ત્યારે તો કોઈ સ્ત્રી હશે. સંભવિત છે કે કુંદન પણ કદાચ અહીં છૂપાઈ હોય. તેના સંદેહ નિવારણ અર્થે તેને એક યુક્તિ રચી.

માયા નગેન્દ્રને ઘેરથી એક હરણું લાવી હતી, તે અત્યંત ચંચળ હોવાથી હંમેશાં બાંધેલું રહેતું હતું. એક દિવસ માલતી એને ખવડાવી રહી હતી. દાણા ખવડાવતાં ખવડાવતાં માયાની નજર ચૂકવી માલતીએ તેનું બંધન છોડી નાખ્યું. બંધનમાંથી મુક્ત થતાંજ તે તુરત છલંગ મારતું બહાર નાસી ગયું, તે જોઈને માયા તેને પકડવા તેની પાછળ દોડી.

માયા જ્યારે તેના હરણાં પાછળ દોડતી દૂર નીકળી ગઈ ત્યારે માલતી ભય ભર્યા સ્વરથી પોકારવા લાગી: "માયા! ઓ માયા! ઓ ગંગાજળી!" જ્યારે બંધ ઘરમાંથી કંઈ અવાજ ના આવ્યો ત્યારે માલતી જમીન પર પડીને રડવા લાગી: "હાય હાય બાપ! આ શું થઈ ગયું? મારી ગંગાજળીને શું થઈ ગયું? તે એકાએક કેમ બોલતી બંધ થઈ ગઈ? તું બોલતી કેમ નથી?" આમ બોલતી ને રડતી કુંદન જે ઘરમાં હતી તે ઘરનું બારણું બહારથી ખખડાવી બોલવા લાગી: "કુંદન! ઓ કુંદન! જલદી બહાર આવ. ગંગાજળી બોલતી નથી." આ સાંભળી કુંદન બારણું ઉઘાડી દોડતી બહાર આવી. માલતી તેને જોઈને ખડખડ હસતી નાસી ગઈ.

કુંદને ફરીથી બારણું અંદરથી બંધ કરી દીધું. કુંદને તેના પર નારાજ ન થાય તેથી આ વાત માયાને કહી નહિ.

માલતીએ જઈને દેવેન્દ્રને કુંદનનો પત્તો આપ્યો, દેવેન્દ્રએ માયાને ઘેર જઈ કોઈ પણ રીતે તેને સમજાવવાનો વિચાર કર્યો, તે દિવસે તો તે જઈ શક્યો નહિ કારણકે એને ત્યાં મિત્રોની મહેફિલ હતી, તેથી બીજા દિવસ પર જવાનું મુલ્તવી રહ્યું.

●

કુંદનની હાલત પિંજરમાં પુરાયલી ચકલી જેવી હતી. પિંજરનું દ્વાર બંધ હતું, તેથી તેની અંદર તે ફડફડી રહી હતી. તે ઘરમાં રહી રહીને હવે મૂંઝાઈ ગઈ છે, તેનું ચિત્ત અનુક્ષણુ ચંચળ બને છે, ભિન્ન ભિન્ન દિશાએ ગમન કરતી બે નદીઓનું પરસ્પર સંઘર્ષ થવાથી પ્રવાહની ગતિ જેવી તીવ્ર બને છે તેવી કુંદનના ચિત્તની ગતિ એવી ચંચળ બની. લજ્જા–અપમાન–તિરસ્કારને લીધે મુખ બતાવવાનું પણુ સાહસ થતું નથી. સૂર્યમુખીએ તેને અપમાનિત કરી ગૃહ બહાર કાઢી મૂકી છે પણુ તે શરમ ઉપર પ્રણુયનો કાબૂ છે. એક બીજાના પ્રતિઘાતમાં પ્રણય પ્રવાહનો હાથ રહ્યો. મોટી નદીમાં નાની નદી વિલીન થઈ ગઈ. સૂર્યમુખીએ કરેલું અપમાન ક્રમશઃ લુપ્ત થવા માંડ્યું. સૂર્યમુખી પર કુંદનની જે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી તે પણુ સ્વપ્નવત્ પ્રતિત થવા લાગી. કુંદનના મનમાં પોતાના અપમાનનું હવે દુઃખ રહ્યું નથી. દુઃખ છે કેવળ નગેન્દ્રનું મુખ ન જોવાનું. નગેન્દ્રનું મુખ જોવા કુંદનની આંખો તરસી બની છે, તેની જ્યાં જ્યાં નજર પડે છે ત્યાં ત્યાં નગેન્દ્રની મૂર્તિ તેને જણાય છે, તો પણુ તે તેને જોવા વ્યાકુળ બની છે. હવે એના મનમાં પશ્ચાતાપ થાય છે.

'મેં શામાટે નગેન્દ્રના ઘરનો ત્યાગ કર્યો ? સૂર્યમુખીની બે વાતો સહન કરી હોત તો એમાં મારું શું બગડી જવાનું હતું. જો હું કોઈ પણુ રીતે ત્યાં રહી હોત તો એક વાર પણુ તેને હું જોઈ આંખો ઠારી શકત. હવે તો એકવાર પણુ હું તેમને જોઈ શકતી નથી. ફરીથી હું તેને ઘેર પાછી જાઉં ? પણુ કાઢી મૂકે તો

હું શું કરું ?' કુંદન દિન રાત મનમાં આવા વિચારો કર્યા કરતી. નગેન્દ્રને ઘેર ફરીથી પાછા જવું ઉચિત છે કે નહિ તે પર હવે વધારે વિચાર તે કરતી ન હતી, કારણકે એક તરફથી એના મનમાં નક્કી હતું કે જવું તો પડશે જ નહિ તો જીવવું મુશ્કેલ છે. ભય માત્ર એટલો હતો કે ત્યાં જતાં સૂર્યમુખી ફરીથી ગાળ દઈને તેને ઘર બહાર કાઢી ના મૂકે. આખરે તેણે નિશ્ચય કર્યો કે સૂર્યમુખી રહેવા દે કે કાઢી મૂકે, ચાહે તે કરે પણ એક વાર જઈને નગેન્દ્રનું દર્શન તો કરવું જ !

પણ કયે મોઢે ફરીથી તે ઘરના આંગણામાં જઈને ઊભા રહેવું? એકલા જતાં તો શરમ આવે છે. જો મહામાયા તેની સાથે લઈ જાય તો તે જઈ શકે છે. આ વાત કુંદન મોં ખોલીને માયાને કહેવાનું સાહસ કરતી ન હતી. શરમની મારી તે આખર સુધી માયાને ન જ કહી.

નગેન્દ્રને જોવા હવે તેનું મન તલસે છે. વિયોગાગ્નિથી તેનું હૃદય જલે છે. ક્ષણ માત્ર પણ હવે તે નગેન્દ્રનું સ્મરણ વિસરી શકતી નથી. એક દિવસ મળસ્કે ચાર સાડાચાર વાગે કુંદન પથારીમાંથી ઊઠી. માયા સૂઈ રહી હતી. કુંદન ચૂપચાપ બારણાં ઉઘાડી ઘર બહાર નીકળી. કૃષ્ણ પક્ષનો ક્ષીણ ચંદ્ર પોતાની ક્ષીણતા પર શરમાઈ પશ્ચિમ સમુદ્રમાં ડૂબી મરવા માટે કિનારા સુધી પહોંચી ગયો હતો. સૂર્યોદયના ડરથી અંધકાર જંગલોને ગુફાઓમાં છૂપાઈ ગયો હતો. શીતળ મંદ મંદ સુગંધિત વાયુના સ્પર્શથી પાર્શ્વવર્તી સરોવરના કમળ અને લીલવાળું પાણી ધીમે ધીમે હાલી રહ્યું હતું. કૂતરાંઓ જ્યાં ત્યાં સડક પર સુતાં હતાં. પ્રાતઃકાળમાં પ્રકૃતિની એક અપૂર્વ શોભા દૃષ્ટિગોચર થતી હતી. કુંદન રસ્તાનો વિચાર કરી નગેન્દ્રના ઘર તરફ જવા લાગી. નગેન્દ્રના દર્શન સિવાય તેને ઘેર જવાનું કુંદનને બીજું કોઈ પ્રયોજન ન હતું. તે કોઈ પણ રીતે નગેન્દ્રને એક વાર જોવા ઇચ્છતી હતી. નગેન્દ્રને ઘેર પાછા જવાનો

તો કોઈ સુયોગ તેને જણાતો ન હતો. 'જ્યારે કોઈ સુયોગ જણાશે ત્યારે હું જઈશ, તે દરમિયાન એક દિવસ છૂપાઈને તેના દર્શન કરવા જાઉં એમાં હાનિ શી છે? પણ છૂપાઈનેય તેના દર્શનનો અવસર કેવી રીતે મળશે? તેને હું કેવી રીતે જોઈશ? હું નગેન્દ્રના ઘર પાસે જઈને ચોતરફ ઘૂમીશ. નગેન્દ્રને બારણા પાસે અથવા કઠેરા પાસે, અથવા ફૂલવાડીમાં, કે સડક પર ગમે ત્યાં નગેન્દ્રને હું જરૂર જોઈશ. એક નજર નાંખી તુરત હું પાછી ફરીશ."

આમ મનમાં સંકલ્પ વિકલ્પ કરતી કુંદન નગેન્દ્રના ઘર તરફ ચાલી. મહેલ પાસે જઈને જોયું તો સવાર થવાની હજી થોડી વાર છે. કુંદને પહેલાં સડક પર દૃષ્ટિ દોડાવીને જોયું તો નગેન્દ્ર ક્યાંય નજરે પડ્યો નહિ. માળ તરફ નજર નાંખી તો ત્યાં પણ તે ન દેખાયો. બારણાં પાસે પણ તે ન દેખાયો. કુંદનને થયું: 'તે ઊંઘે છે, તે ઊઠ્યા નથી, કદાચ ઊઠવાનો વખત થયો નહિ હોય! ઠીક તો સવાર પડવા દો. ત્યાં સુધી હું ઝાડ નીચે બેસું છું.'

તે ખજુરીના ઝાડ નીચે જઈને બેઠી. ત્યાં ઘણું અંધારું હતું. સૂકાં પાંદડા પડવાનો અવાજ વચ્ચે વચ્ચે સંભળાતો હતો. કોઈ કોઈ વખત પક્ષીઓની પાંખોનો ફડફડાટ સંભળાતો હતો. સિંહદ્વાર પર દરવાનો દ્વારા ફાટક ઉઘડવાનો ને બંધ કરવાનો અવાજ કોઈ કોઈ વાર સંભળાતો હતો. જોત જોતામાં તો આકાશમાં સફેદી છવાઈ ગઈ. પક્ષીઓની સૂરિલી તાનો પણ સંભળાવવા લાગી. રાત્રિ વિલીન થતાં કુંદનની આશા પણ વિલીન થવા લાગી. પ્રભાત થતાં તે હવે વૃક્ષ નીચે કેવી રીતે બેસી શકે? કોઈ જોઈ જાય એ ભયથી તે પાછા ફરવાના વિચારે ઊભી થઈ, પણ તેના મનમાં વળી પાછી એક આશાએ ઘર કર્યું. 'મહેલની અંદરની પુષ્પવાટિકા છે તેમાં નગેન્દ્ર ઊઠીને તડકો નીકળતાં તેમાં કોઈ કોઈ દિવસ આંટા મારે છે. કદાચ આ સમયે તે ત્યાં પણ હોય તો! એક વાર ત્યાં પણ નજર તો નાંખી લેવી જ જોઈએ.' કુંદન તેના આ મનોવેગને રોકી શકી

નહિ, પણ તે પુષ્પવાટિકાની ફરતી દિવાલ હતી. દરવાજો ઉઘાડીને અંદર જવા સિવાય બીજો માર્ગ ન હતો. કારણકે એ પુષ્પોદ્યાનનો વિશેષ સંબંધ તો અંતઃપુર સાથે હતો. દિવાલ એટલી ઊંચી હતી કે બહારનો મનુષ્ય અંદર જોઈ શકે એમ ન હતું. દરવાજો બંધ છે કે ખુલ્લો છે તે જોવા કુંદન અંદર પ્રવેશી, તેણે જોયું તો દરવાજો ખુલ્લો હતો. તે હિંમત રાખી અંદર પ્રવેશી તે એક બોરસલીના ઝાડ નીચે જઈને ઊભી રહી.

ફૂલવાડી અનેક વૃક્ષો, છોડો લતા ને લતિકાથી ભરપૂર છે. ફૂલોની ભિન્ન ભિન્ન કયારીઓ બનાવેલી છે. બે કયારીની વચ્ચે એક નાની સુંદર સડક બનાવવામાં આવી છે, તેથી સાંજ સવાર લોકો ફૂલવાડીમાં ટહેલે છે. કયારીઓમાં તરેહ તરેહના કોઈ લાલ, કોઈ પીળા, કોઈ વાદળી તો કોઈ સફેદ પુષ્પો ખીલ્યાં છે. ફૂલોનો રસ ચૂસવા માટે ભમરા ને મધમાખીઓનું ઝૂંડ ઉડતું દેખાય છે. કોઈ વાર પાંખડીઓ પર બેસે છે તો કોઈ વાર ગુંજીને તેની સ્તુતિ કરે છે. વિશેષ રસવાળી પુષ્પ લતિકાની આસપાસ ઘૂમે છે ને રસ ચૂસી ઊડી જાય છે. નાની નાની, રંગબેરંગી ચકલીઓ એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર ફરી રહી છે. એમાંથી કોઈ એકલી બેસીને સીટી વાગતી હોય એવો મીઠો રવ કાઢે છે, જે સાંભળીને ચિત્તમાં એક પ્રકારનો અપૂર્વ આનંદનો અનુભવ થાય છે. પ્રાતઃકાળના અનિલની શીતળ લહરીઓને કારણે પુષ્પોના ભારથી ઝૂકી પડેલી ડાળો મંદ મંદ હાલે છે. જાણે કે પોતાના પ્રેમીઓને પોતાની પાસે આવવાનો સંકેત કરે છે અથવા તેના કપટ પ્રેમીઓ જે કાંટાથી ડરે છે તેને આવવાનો નિષેધ કરે છે, અથવા પોતાના સાચા મિત્ર પવનદેવનું ઝૂકી ઝૂકીને સ્વાગત કરે છે અને પોતાના પુષ્પોની સુગંધીથી તેનું આથિત્ય કરે છે. જે ડાળા પર ફૂલ નથી તે જરા પણ હાલતી દેખાતી નથી કારણકે તે નમ્ર નથી. કોયલ આંબાડાળે બેસીને 'કુહૂ-કુહૂ'નું રટણ કરી બધાંના કાનમાં અમૃત રેડે છે. ફૂલવાડીની

મધ્યમાં એક સંગે મરમરનો બનાવેલો લતામંડપ હતો. તેના પર અનેક પ્રકારની પુષ્પલતાઓ પથરાયલી હતી. લતામંડપના દ્વારની બે બાજુ પુષ્પોના છોડ પંક્તિબદ્ધ ઉગેલા હતા.

કુંદને બોરસલીના ઝાડ નીચે ઊભા રહી ચોતરફ દૃષ્ટિ ફેંકી જોયું પણ નગેન્દ્રની દિવ્યમૂર્તિ કોઈ સ્થળે નજરે ના પડી. અકસ્માત તેની નજર લતામંડપમાં સૂતેલી કોઈ વ્યક્તિ પર પડી. તે સમજી કે કદાચ તે નગેન્દ્ર હશે. ખાત્રી કરવા તે વૃક્ષોની આડમાં છૂપાતી છૂપાતી આગળ વધવા લાગી. કુંદનના સૌભાગ્યે કે દુર્ભાગ્યે લતામંડપમાં સૂતેલી વ્યક્તિ ઊઠીને બહાર આવી. હતભાગિની કુંદને જોયું તો તે નગેન્દ્ર નહિ પણ સૂર્યમુખી હતી.

કુંદન તેને જોઈને ડરીને એક વિકસિત ફૂલની વેલ પાછળ ઊભી રહી. ભયથી તે આગળ પણ જઈ શકી નહિ, ને પાછી પણ ફરી શકી નહિ. સૂર્યમુખી ફૂલવાડીમાં ફૂલ તોડતી અહીં તહીં ઘૂમવા લાગી. કુંદન જ્યાં છૂપાઈ હતી તે તરફ દૈવયોગે તે આવવા લાગી. કુંદનને લાગ્યું કે હવે તે પકડાઈ ગઈ છે, અને બન્યું પણ તેમજ. સૂર્યમુખીએ કુંદનને જોઈ, દૂરથી બરોબર ન ઓળખી શકવાને કારણે પૂછ્યું: "ત્યાં કોણ છે?"

કુંદન બીકને લીધે કંઈ બોલી શકી નહિ. પાષાણની મૂર્તિ જેવી નિઃસ્તબ્ધ થઈ ગઈ. સૂર્યમુખીએ સમીપ આવી. કુંદન જોતાં તે વિસ્મય પામી બોલી: "કોણ કુંદન!" કુંદન તો પણ અવાક્ રહી. સૂર્યમુખીએ કુંદનનો હાથ પકડી કહ્યું: "કુંદન, આવો, મારી બહેન, મારી સાથે ચાલ, હવે હું તને કંઈ પણ કહીશ નહિ."

સૂર્યમુખી કુંદનનો હાથ પકડી મહેલની અંદર લઈ ગઈ.



## ૨૪

તે દિવસે રાત્રે દેવેન્દ્ર એકલો છળવેશમાં શરાબના નશામાં ડોલતો કુંદનની શોધમાં માયાને ઘેર ગયો. તેના બંને ઘરમાં તપાસ કરી પણ કુંદન ના મળી, આ જોઈ માયા હસવા લાગી. દેવેન્દ્રે ગુસ્સે થઈ પૂછ્યું: "કેમ હસી રહી છે ?"

"આપનું દુઃખ જોઈને ! પિંજરનું પંખી ઉડી ગયું છે. અહીં તપાસ કરવાથી તે આપના હાથમાં આવવાનું નથી."

તે પછી દેવેન્દ્રના પૂછવાથી કુંદનના સંબંધે તે જે કાંઈ જાણતી હતી તે આદિથી અંત સુધી કહી સંભળાવ્યું. છેવટે કહ્યું: "આ સવારે તેને ન જોતાં તેની ખૂબ શોધ કરી, શોધતાં શોધતાં તો હું થાકી ગઈ. બપોરે બહાનું કાઢી નગેન્દ્ર બાબુને ઘેર ગઈ તો ત્યાં તેને જોઈ. ત્યાં તેનું માન એકદમ વધી ગયું છે."

દેવેન્દ્ર હતાશ બની પાછા ફરવાનો વિચાર કરતો હતો પણ તેનો સંદેહ દૂર થયો ન હતો. કુંદનના સંબંધમાં હજી તેને વધુ માહિતી મેળવવી હતી. બારીમાંથી આકાશમાં કાળાં વાદળ જોતાં તે બોલ્યો: "મને લાગે છે કે વરસાદ આવશે." તે અલકમલકની વાતો કરવા લાગ્યો તેની ઈચ્છા રોકાવાની હતી. માયા પણ ઈચ્છતી હતી કે તે પાંચ દસ મિનિટ રોકાય તો સારું ! પણ તે યુવતી હતી. એકલી હતી. અને વળી રાતનો સમય હતો. તેથી માયા તેને બેસવાનું કહી શકી નહિ. નહિ તો તેને અધઃપતનની એક સીડી ઉતરવી પડી હોત. દેવેન્દ્રે પૂછ્યું:

"તમારા ઘરમાં છત્રી છે ?"

માયાના ઘરમાં છત્રી નહતી. દેવેન્દ્રે કહ્યું: "વરસાદ વરસશે કે નહિ તેની કંઈ સમજ પડતી નથી. મને લાગે છે કે થોડીવાર તમારે ત્યાં રોકાઈ જાઉં. કોઈ કંઈ સંદેહ તો નહિ કરે ને ?"

"શા માટે ન કરે? પણ એ તો તમે રાત્રીના સમયે મારે ત્યાં આવ્યા ત્યારથી જ થઈ ચૂક્યો છે."

"તો હું થોડીવાર રોકાઉં?"

માયા અનુત્તર રહી. દેવેન્દ્ર ઊભો રહ્યો. માયાએ ખાટલા પર બિછાનું પાથરી તેને બેસવા કહ્યું, પછી પેટીમાંથી એક ચાંદી મઢેલો હુક્કો કાઢ્યો. તેમાં ઠંડુ પાણી ભરી ચલમમાં તંબાકુ ને ઉપર દેવતા મૂકી તે દેવેન્દ્રના હાથમાં આપ્યો.

દેવેન્દ્રે ગજવામાંથી શરાબની શીશી કાઢી પાણી વગર તે પી ગયો. જ્યારે તેની આંખોમાં ગુલાબી નશો ચઢ્યો ત્યારે તેણે જોયું કે માયાની આંખો સુંદર છે, ખરેખર હતું પણ તેમજ!

દેવેન્દ્રે માયાને કહ્યું: "તારી આંખો ઘણી સુંદર છે. મને એમ થાય છે કે હું હરહંમેશ તે જોયા જ કરું." માયા શરમાઈ. ઓરડાના એક ખૂણામાં પડેલી સારંગી તરફ તેની નજર ગઈ. દેવેન્દ્ર ગીત ગણુ ગણતો ઊઠીને તે સારંગી લઈ આવ્યો. તેના તાર ઠીક કરી તે વગાડતાં પૂછ્યું: "આ સારંગી કેવી છે? તું તે ક્યાંથી લાવી?"

"એક સિપાઈ પાસેથી વેચાતી લીધી હતી." દેવેન્દ્ર સારંગી વગાડતો તેના સૂરમાં સૂર મેળવી સુરિલા સ્વરે ગાવા લાગ્યો. માયા તે સાંભળી મુગ્ધ બની ગઈ. તેની આંખમાં પ્રેમનો નશો ચઢી આવ્યો. અલ્પ સમય માટે તે પોતાની જાતને ભૂલી ગઈ. તેને તે ભાન ન રહ્યું કે પોતે માયા છે ને તે દેવેન્દ્ર છે, તેને એમ લાગ્યું કે દેવેન્દ્ર તેનો સ્વામી છે અને પોતે તેની પત્ની છે, વળી એમ પણ વિચારી રહી હતી કે વિધાતાએ અમને બંનેને એક બીજાને માટે સર્જીને મેળાપ કરાવી આપ્યો છે ને ચીરકાળથી એક બીજાના પ્રણય સુખમાં સુખી છીએ. માયાએ પ્રેમના નશામાં આ વાત અસ્પષ્ટ રીતે ઉચ્ચારી પણ ખરી, દેવેન્દ્રે તે માયાને મોંઢે અસ્પષ્ટ સ્વરમાં સાંભળ્યું પણ ખરું!

મોં બહાર વાત નીકળ્યા પછી માયાને પોતે શું વિચારી રહી હતી–બોલી રહી હતી તેનું ભાન થયું, તેનું માથું ભમી ગયું, તેણે

પાગલની માફક જ્ઞાન–શૂન્ય બની દેવેન્દ્રને કહ્યું: "આપ એકદમ મારા ઘરમાંથી ચાલ્યા જાઓ."

દેવેન્દ્રે ચકિત બનતાં પૂછ્યું: "કેમ? શું થયું?"

"હું કહું છું કે આપ જલદી ચાલ્યા જાઓ, વખત ન લગાડો. નહિ તો હું અહીંથી ચાલી જાઉં છું."

"કેમ? મને કેમ કાઢી મૂકે છે?

"આપ ચાલ્યા જાઓ. સમજુ માણસ થઈ ચાલ્યા જાઓ. જો નહિ જાઓ તો હું બૂમાબૂમ કરી લોકોને ભેગા કરીશ, તમે મારું સત્યાનાશ કાઢવા કેમ આવ્યા છો?"

માયા આ સમયે ભાન ભૂલેલી ભામિની હતી.

"આ તું સ્ત્રીચરિત્ર કરે છે નહિ?"

માયા ક્રોધિત સ્વરે બોલી: "સ્ત્રીચરિત્ર? સ્ત્રીચરિત્ર ખરાબ નથી. તમારા જેવા પુરુષનું જ ચરિત્ર ખરાબ હોય છે. તમને ધર્મનું જ્ઞાન નથી. બીજાના હિતાહિતનું ભાન નથી, તમે કેવળ પોતાના સુખની શોધમાં જ ફરો છે. કયારે કયી સ્ત્રીનો સર્વ નાશ કરવો એજ ચિંતામાં દિન રાત વ્યતીત કરો છો. જ્યાં જવાનું નથી એવી જગાએ જાઓ છો. જ્યાં બેસવા યોગ્ય સ્થળ નથી ત્યાં બેસો છો, જે કામ નથી કરવાનું તે કરો છો. લોકોની આંખમાં ધૂળ નાંખવા બહુરૂપીની માફક તરહ તરહના રૂપ ધારણ કરો છો. જો તમે સારા હતા તો મારે ઘેર તમે શામાટે આવ્યા? શામાટે આટલી વાર સુધી બેસી ગાયું–બજાવ્યું? મારો સર્વનાશ કરવા માટે, તમે મને વ્યભિચારિણી માનતા હતા. એથીજ તમે અહીં બેસવાનું સાહસ કર્યું હતું નહિ તો તમે અહીં શામાટે બેસત? પણ હું વ્યભિચારિણી નથી, હું ગરીબ છું. મહેનત કરીને રોટી ખાઉં છું. વ્યભિચારિણી બનીને સોના ચાંદીથી દેહ મઢાવવા ચાહતી નથી. જેને એની જરૂર હોય તેની પાસે જાઓ. મને એની જરૂર નથી મારી આંખોમાં ધૂળ ના નાખો, મને કલંકિની બનાવવાની ચેષ્ટા ના કરો. કુલટા બનવાનો મને

અવકાશ નથી. જો હું મોટા ઘરની સ્ત્રી હોત તો તમારા આ વર્તનનો શો બદલો હું આપત તે કહી શકતી નથી.”

દેવેન્દ્રે ભમર ચઢાવી માયાના મુખ તરફ જોયું. માયા પ્રસન્ન થઈ માથું ઊંચું કરી દેવેન્દ્રના મુખ તરફ સ્થિર દૃષ્ટિ કરીને જોતાં મૃદુલ-મીઠા સ્વરમાં બોલી: “દેવેન્દ્રબાબુ, હું આપના રૂપ ગુણ જોઈને પાગલ બની છું. તેથી આપ મને કુલટા ન માનો. હું તમને જોઈને ઘણી ખુશ થાઉં છું. તેથી જ જ્યારે આપે મારા ઘરમાં બેસવા માટે પૂછ્યું ત્યારે હું આપને ના પાડી શકી નહિ, પણ હું અબળા-સ્ત્રી આપને ના ન પાડી શકી તો પણ આ રીતે મારા ઘરમાં બેસવું આપને માટે ઉચિત હતું? તમે ઘણા પાપી છો. કોઈ પણ બહાનાસર મારા મકાનમાં પ્રવેશીને મારો સર્વનાશ ચાહો છો, હવે અહીંથી વિદાય થાઓ.”

“માયા! તેં તો એક મોટું ભાષણ આપ્યું. મારા બ્રહ્મસમાજમાં એક દિવસ ભાષણ આપીશ?”

માયા આ ઉપહાસથી દુઃખી થતાં બોલી: “તમે મારો ઉપહાસ કરો છો પણ હું એને અયોગ્ય છું. નીચમાં પણ નીચ પણ જો તમારી સાથે પ્રેમ કરે તો તેની મજાક મશ્કરી કરવી એ ઠીક નથી. ધર્મ કોને કહેવાય એ હું જાણુતી નથી. મેં કુલટા ન હોવાનો જે ગર્વ કર્યો તેનું કારણ એ છે કે મારા મનમાં પ્રતિજ્ઞા કરી છે કે આપના પ્રેમના લોભમાં પડીને હું મારા કપાળે કાળી શાહીનો ચાંલ્લો કરાવવા ઇચ્છતી નથી, અથવા આપ મને સાચા હૃદયથી ચાહતા હોત તો મેં આવી પ્રતિજ્ઞા કરી હોત નહિ. ન તો મને ધર્મનું જ્ઞાન છે કે ન તો મને ધર્મમાં નિષ્ઠા છે. હું તમારા પ્રેમ આગળ સર્વ તુચ્છ ગણું છું, પણ તમે સાચો પ્રેમ કરતા નથી, પણ કેવળ તમારા કામાગ્નિને શાંત કરવા ઇચ્છો છો. તો એવી અવસ્થામાં ક્ષણિક સુખ માટે શા માટે હું કલંકિની બનું? કયી આશા પર મારું ગૌરવ હું નષ્ટ કરું? આપ યુવાન સ્ત્રીને જોઈને મોહિત થઈ જાઓ છો.

તેને ખાતર પ્રાણની પણ પરવા કરતા નથી. હાલ તો તમે હું જે કહું તે કરવા તૈયાર થશો પણ બે ચાર દિન બાદ તમે મને ભૂલી જશો. માનો કે નહિ ભૂલો તો પણ મારી વાત મિત્ર મંડળમાં કહી મારી મજાક ઉડાવશો. આવી સ્થિતિમાં હું શા માટે મારે હાથે મારી બેઆબરુ કરું? પણ જે દિવસે તમારા હૃદયમાં મારે માટે સાચી લાગણી થશે તે દિવસથી હું તન-મનથી તમારી સેવા કરીશ. તે દિવસે હું તમને મારા પ્રાણેશ્વર સમજીશ, પણ આજે તો કૃપા કરી અહીંથી વિદાય થાઓ."

માયાના મુખેથી આ વાત સાંભળી. દેવેન્દ્ર તેના હૃદયનો ભાવ સમજી ગયો. મનમાં કહ્યું: " તારી નાડ હવે મારા હાથમાં આવી ગઈ, હવે હું ચાહું તો તને આંગળી પર નચાવી શકું એમ છું. જે દિવસે હું ધારીશ તે દિવસે હું મારો સ્વાર્થ સાધી શકીશ." આમ વિચારતો દેવેન્દ્ર ગૃહ બહાર નીકળ્યો પણ હજી તેને માયાને ઓળખવાની વાર હતી.



# ૨૫

બપોરનો સમય છે. દિનેશબાબુ ઑફિસમાં ગયા છે, ઘરના સૌ લોક ખાઈ પીને સૂવાની તૈયારી કરે છે. દિવાનખાનાને તાળું લાગેલું છે. એક પહેરેગીર દિવાનખાના બહાર બેસીને ઘૂંટણ વચ્ચે માથું રાખીને ઊંઘી રહ્યો છે. તક સાધીને એક નોકર બાઈ એક રસિક નોકર પાસે બેસીને તંબાકુ ખાઈ રહી છે અને તેની સાથે હસી હસીને ધીમે ધીમે કંઈ વાત કરી રહી છે. કમલમુખી પોતાના શયનગૃહમાં એકલી લાંબા પગ કરી બેસીને ગૂંથી રહી છે. ખુલ્લા કેશ ખુલ્લા હોવાથી વિખરાયલા છે. પાસે જ સતીશ બેસીને અડધા પડધા વાક્યો ને શબ્દોમાં કંઈ કંઈ બોલી રહ્યો છે. મોંમાંથી લાળ નીકળીને તેની છાતી ભીંજાઈ રહી છે. સતીશે પહેલાં તો માના હાથમાંથી સોયો ઝૂંટવવાનો યત્ન કરી જોયો પણ તેમાં તે નિષ્ફળ જતાં ત્યાં પડેલો એક માટીનો વાઘ લઈ ચાટવા લાગ્યો. દૂર ખૂણામાં એક વાઘની માશી બેઠી હતી અને મા દીકરા તરફ જોઈ રહી હતી. તેનો મનોભાવ ઘણો ગંભીર હોય એમ લાગતું હતું. મનુષ્યોની દશા ઘણી ભયાનક છે. હંમેશ ગૂંથવું ભરવું, રમકડાં સાથે રમવું વગેરે કામોમાં તેમનું મન પરોવાયલું રહે છે ને ધર્મ–કર્મ તરફ મન વળતું નથી, બિલાડીઓને ખવડાવવા પીવડાવવાની ચિંતા નહિ તેથી પર-ભવમાં એમની શી દશા થશે? એમ તે બેઠી બેઠી વિચારી રહી હોય એવું તેના ચહેરા પરથી જણાતું હતું. દિવાલ પર એક ગરોળી પાસે બેઠેલી માખી પર તરાપ મારવા તૈયારી કરી રહી હતી અને અવસરની રાહ જોતી હતી. તે પણ જાણે માખીઓનું દુશ્ચરિત્ર

વિચારી તેને પ્રાણદંડ દેવા ચાહતી હોય એમ લાગતું હતું. એક મધમાખ અહીં તહીં ઉડી રહી હતી.

થોડી વાર પછી જ્યારે ગરોળી માખીને પકડી શકી નહિ ત્યારે તે બીજી તરફ ચાલી ગઈ. બિલાડી પણ મનુષ્ય સ્વભાવના પરિવર્તનને હજી સમય લાગશે એમ માની તે પણ ધીરેધીરે ચાલી ગઈ. મધમાખ ઉડીને બહાર ગઈ. કમલમુખી પણ ગૂંથવાનું બંધ કરી સતીશ સાથે વાત કરવા લાગી.

"સતીશબાબુ! લોકો ઑફિસે કેમ જાય છે તે કહી શકો છો?"

"તો–તો–"

"તું ઑફિસે કદી પણ જઈશ નહિ?"

"હા."

"હા શું કહે છે? હું તને ઑફિસે કદી પણ જવા નહિ દઉં. ઑફિસ કદી પણ જઈશ નહિ. તું ઑફિસ જઈશ તો તારી વહુ બપોરે બારણે બેસીને રડયા કરશે."

સતીશ વહુની વાત સમજી ગયો. કારણકે કમલ તેને હરહંમેશ ડરાવતી હતી કે વહુ આવીને તને મારશે, સતીશ બોલ્યોઃ "વહુ–માલે?"

"હા–યાદ રાખજે ઑફિસ જશે તો વહુ મારશે. ભૂલતો નહિ."

મા–બેટા વચ્ચે આ વાર્તાલાપમાં કેટલો સમય વ્યતીત થાય તે કહી શકાય એમ નથી પણ વચમાં એક અંતરાય આવવાથી આ વાતનો પ્રથમ અધ્યાય અહીં જ અટક્યો. એક દાસી ઊંઘમાંથી ઊઠીને આંખો ચોળતી આવીને કમલના હાથમાં એક પત્ર મૂકી ગઈ. પત્ર સૂર્યમુખીનો હતો. કમલે તે વાંચ્યો. પુનઃ વાંચ્યો, અને વાંચીને ઉદાસ થઈને બેઠી. પત્રમાં લખ્યું હતું કે–

"પ્રિય કમલ! તમે કલકત્તા જઈને એકદમ અમને સૌને વિસરી ગયાં છો, નહિ તો એકાદ પત્ર પણ શા માટે ના લખો? તમારા કુશળ સમાચાર જાણવાને હંમેશ હું વ્યગ્ર રહું છું, તે તમે જાણતા નથી?

તમે કુંદનના સમાચાર પૂછ્યા હતા–તે મળી ગઈ છે. તે

જાણીને તમે રાજી થશો. દેવીને પ્રસાદ ધરાવજે. કુંદન સાથે મારા સ્વામીનું લગ્ન થનાર છે, તે લગ્ન કરાવનાર હુંજ છું. વિધવા-વિવાહ શાસ્ત્ર સમંત છે, તો પછી એમાં દોષ શો? બે એક દિવસમાં લગ્ન થઈ જશે. તમે એટલામાં જલદીથી આવી ના શકો નહિ તો તમને જરૂર આમંત્રણ આપત, જો બની શકે તો સોહાગ રાતના શુભાવસર પર જરૂર આવજો. કારણકે એ અપૂર્વ દશ્ય નિહાળવાની તમને ઘણી લાલસા છે."

વારંવાર પત્ર વાંચવાથી પણ કમલને પત્રનો અર્થ સમજાયો નહિ. થોડી વાર મનમાં વિચાર કરી સતીશને તે અર્થ પૂછ્યો. સતીશ આ વખતે એક ચોપડી હાથમાં લઇ તેનો એક છેડો મોંમાં નાંખી રહ્યો હતો. કમલે તે પત્ર તેને વાંચી સંભળાવ્યો ને પૂછ્યું: "સતુબાબુ! આનો શો અર્થ થાય? કહો જોઈએ?"

સતીશ માતાના મનનો ભાવ સમજી ગયો. તે માના હાથ પર ભાર દઈ ઊભો થયો ને માતાના ગાલ પર પ્રેમથી ચુંબન કર્યું. પુત્ર વાત્સલ્યની ખુશીમાં કમલ ભોજાઈને ભૂલી ગઈ.

કમલે પુનઃ સૂર્યમુખીનો પત્ર વાંચ્યો. વાંચીને મનમાં વિચારવા લાગી કે સતીશ એનો અર્થ સમજાવી શકશે નહિ. મારા મંત્રીના આવ્યા વગર તે સ્પષ્ટ થશે નહિ, તેજ એનો અર્થ સમજાવશે. શું મંત્રીજીની ઓફિસ દિનરાત ચાલ્યા જ કરે છે? આવ બેટા સતીશ, આજ આપણે બંને રીસાઈને બેસી જઈએ.

મંત્રીવર દિનેશબાબુએ યથા સમયે ઓફિસથી આવીને કપડાં બદલી હાથ મોં ધોયા. કમલે તેને ભોજન કરાવી સતીશને લઈ મોં ચઢાવી ખાટલા પર જઈને સૂઈ ગઈ. દિનેશે રિસાવલી કમલને જોઈ હસતાં હસતાં હાથમાં હુક્કો લઈ ખુરશી પર બેસી તેણે હુક્કાને કહ્યું: "એ હુક્કા! તારા પેટમાં ગંગાજળ છે ને શીર પર અગ્નિ છે, તુ મારો સાક્ષી રહેજે. જે મારાથી રીસાઈ ગઈ છે તે હમણાં જ મારી સાથે આવીને બોલશે. બોલશેને? જો તે નહિ બોલે તો તેનું ફળ તારે

ભોગવવું પડશે. હું તારા માથા પર અંગારા મૂકીને દશ ચલમ તંબાકુ બાળીશ."

આ સાંભળી કમલ બેઠી થઈ ગઈ ને રીસને છૂપાવતી નયન નચાવતી બોલીઃ "દસ ચલમ તંબાકુ પર પાણી પડે. એક ચલમ તંબાકુની જ્વાલા એટલી તીવ્ર છે કે હું તમારી સાથે વાત કરી શકતી નથી, તો પછી દશ ચલમ તંબાકુ બાળશો તો તો કદાચ તમારું દર્શન પણ કઠિન થઈ જશે. જ્યારે તમારું દર્શન પણ મને ના મળે તો પછી અહીં રહેવાથી શો લાભ? મને સૂના ઘરમાં એકલી મૂકીને આખો દિવસ ઑફિસમાં બેસી રહેવું એ ક્યાંનો ન્યાય?" આમ કહી ખાટલા પરથી નીચે ઉતરી આવીને ચલમને દૂર ફેંકી દીધી.

આ રીતે પોતાના ક્રોધનું કારણ જણાવી સૂર્યમુખીનો પત્ર વાંચવા આપ્યો ને કહ્યું: "પત્રનો અર્થ સમજાવો નહિ તો આજ મંત્રી મહોદયની તલબ પૂરી નહિ થાય"

પત્ર વાંચી દિનેશે કહ્યું: "આ પણ એક કૌતુક છે."

"કૌતુક શું છે? તમારી વાત કે સૂર્યમુખીનો પત્ર?"

"પત્ર."

"મંત્રી મહાશયનું મગજ આજ ઠેકાણે નથી. શું મંત્રીજીમાં એટલી યે બુદ્ધિ નથી કે સ્ત્રીઓ હસવામાં પણ આવી વાત ઉચ્ચારી શકે?"

"ધારો કે ન ઉચ્ચારે! પણ તેથી શું તે બધી વાતો સત્ય જ ઉચ્ચારે છે?"

"પ્રાણ જતાં સુધી પણ તે સત્ય બોલવા કોશિષ તો કરે જ છે. મારી સમજમાં તે વાત સાચી છે."

"સાચું કહો."

"જો જૂઠું બોલી હોઉં તો મારું માથું ફૂટે. બસ?"

દિનેશ કમલના ગાલે ચૂંટી ખણી, કમલે કહ્યું: "ઠીક ત્યારે, જો હું જૂઠું બોલી હોઉં તો મારી શોકયનું માથું ફૂટે હવે બસ?"

"શોક્ય આવશે તો લાંઘણુ કરવાનો સમય આવશે."

"ચાલો ત્યારે કોઈનું માથું નહિ ફૂટે બસ ? પણ મને લાગે છે કે આ સમયે તો વિધાતા બિચારી સૂર્યમુખીનું માથું ફોડી રહી છે, તે બિચારી મૃત્યુ વગર મરી રહો છે. મને લાગે છે કે ભાઈ બળજબરીથી લગ્ન કરવા ચાહે છે."

દિનેશ ઉદાસ થઈ બોલ્યો: "એ હું કંઈ જાણતો નથી. જો તું કહે તો હું નગેન્દ્રને એક પત્ર લખું." કમલે પત્રાલેખનમાં સંમતિ દર્શાવી. દિનેશે વ્યંગમાં એક પત્ર લખ્યો. નગેન્દ્રે પ્રત્યુત્તર પાઠવ્યો કે–
"પ્રિય દિનેશશંદ્ર !

મારી ઘૃણા ન કરો. મારું આ લખવું અથવા તેને માટે પ્રાર્થના કરવી ધૃષ્ટતા માત્ર છે. કારણકે જે ઘૃણાપાત્ર છે તેની લોકો ઘૃણા કરવાનાજ ! હું લગ્ન અવશ્ય કરીશ જ. આથી જો સૌ લોક મારો ત્યાગ કરે તો તે પણ મને લગ્ન કરતા ડગાવી શકશે નહિ. લગ્ન કર્યા વગર હું પાગલ થઈ જઈશ, અને પાગલ થવામાં હવે કંઈ રહ્યું પણ નથી. મારી સ્થિતિ હાલ એક પાગલ જેવી જ છે. આથી પણ વધુ કહેવું હું આવશ્યક સમજું છું. તમે મને રોકવાનો યત્ન કરશો નહિ. અથવા રોકશો તો હું તેનો પ્રતિવાદ કરવા પણ તૈયાર છું.

જો કોઈ કહે કે વિધવા–વિવાહ હિન્દુ ધર્મની વિરુદ્ધ છે તો હું તેને વિદ્યાસાગરનું લખાણ વાંચવા આપું. જ્યાં આવા શાસ્ત્ર–વિશારદ કહી રહ્યા છે કે વિધવા–વિવાહ શાસ્ત્રસમંત છે તો એને શાસ્ત્ર વિરુદ્ધ કોણ કહેશે ? અથવા જો કહેશે કે શાસ્ત્ર સમંત છે પણ સમાજવિરુદ્ધ છે, આ લગ્ન કરવાથી સમાજ મારો ત્યાગ કરશે, હું સમાજથી છૂટો પડીશ તો તેનો જવાબ એ છે કે ગોવિંદપુરમાં મને કોઈ સમાજ બહાર કાઢી શકે એવો કોઈ નથી. કોઈનું સામર્થ્ય નથી કે મારી વિરુદ્ધ કોઈ બોલી શકે. જ્યાં હું જ પોતે સમાજ છું, ત્યાં સમાજ ત્યાગનો ભય કેવો ? તો પણ તમારા સૌનું મન રાખવા આ લગ્ન હું ગુપ્ત રાખીશ. કોઈને ખબર પડશે નહિ.

તમે કોઈ એમાં વિઘ્ન ન નાંખશો, તમે કહેશો કે એ લગ્ન નીતિ વિરુદ્ધ છે. નીતિ વિરુદ્ધ કયી રીતે ભલા? તમે આ અંગ્રેજો દ્વારા શીખ્યા છો. નહિ તો ભારતવર્ષમાં આ વાત હોયજ ક્યાંથી? તમે અંગ્રેજોને આ વિષયમાં અનુકરણીય સમજો છો? તેઓ ઇસાઈ છે. એમના બાઈબલમાં એક પત્ની ઉપર બીજી પત્ની કરવાની મનાઈ છે. પણ આપણે તો ઇસાઈ નથી, તો પછી એક પુરુષને બે પત્ની કેવી રીતે નીતિવિરુદ્ધ ગણાય?

તમે કહેશો કે જો એમજ હોય તો પછી એક સ્ત્રીને બે પતિ હોય તો અનેક ગૂંચવણો ઊભી થાય છે જ્યારે પુરુષની બાબતમાં એમ થતું નથી. એક સ્ત્રીને બે સ્વામી હોય તો સંતાનના પિતાને ઓળખવો કઠિન છે. સંતાનના પાલનનો અધિકાર પિતાનો છે અને તેના અનિશ્ચયથી સામાજિક નિયમને આઘાત પહોંચેછે, પણ પુરુષના બે લગ્નથી માતા ઓળખી શકાય છે અને એકજ પિતાના શીરે બંને સ્ત્રીઓને સંતાનોના પાલન પોષણનો ભાર રહે છે.

જે કાળથી અધિક લોકોને હાની પહોંચે તેજ નીતિ વિરુદ્ધ જ સમજતા હો તો તેનાથી લોકોનું અધિક અનિષ્ટ થઈ રહ્યું છે એ મને જણાવજો.

ગૃહકલહ અથવા સપત્નીદ્વેષની વાત કહી તમે મારા મતનું ખંડન કરશો. હું એક ખાસ વાત લખવા ઇચ્છું છું. મને કંઈ સંતાન નથી. મારા મૃત્યુ બાદ મારો વંશ વેલો કરમાઈ જશે. આ લગ્ન સંતાનની આશાએ પણ કરું છું. શું મારી આ આશાની પણ તમે અવગણના કરશો?

અંતિમ આપત્તિ સૂર્યમુખી સંબંધમાં છે, સ્નેહમયી પત્નીના સુખમાર્ગમાં હું શા માટે કાંટા નાખું છું? તેનો જવાબ એ છે કે સૂર્યમુખી આ લગ્નથી અપ્રસન્ન નથી. એણેજ મારા લગ્નની વાત ઉપાડી હતી અને એણેજ મને આ માર્ગે વાળ્યો છે, અને તેને માટે મનથી મહેનત કરી રહી છે, હવે હું ધારું છું કે હવે કોઈ દોષ રહ્યો નથી કે ફરીથી કોઈ કારણ સર મારું આ લગ્ન નિંદનીય ગણો.'

## ૨૬

કમલમુખીએ પત્ર વાંચી કહ્યું: "કયા કારણથી તે નિંદનીય છે તે ભગવાન જાણે, પણ આ કેવી ભૂલ છે? પુનર્લગ્નનું શું પરિણામ આવે છે તે પુરુષ પ્રથમ જાણતો નથી, જ્યારે તે સમજે છે ત્યારે તેના પ્રતિકારનો કોઈ ઈલાજ રહેતો નથી, જે થાય તે ખરું. મંત્રીજી આપ તૈયારી કરો. ગોવિંદપુર જવું પડશે."

"શું તું લગ્ન રોકી શકીશ?"

"જો રોકી નહિ શકાય તો ભાઈની સામે મરી તો શકીશ ને?"

"નહિ. તારાથી મરી નહિ શકાય. હાં. પણ ભોજાઈનું નાક કાપીને અહીં લાવી શકાશે. ચાલો એટલા માટે પણ આપણે જવું તો પડશે જ!"

પતિ–પત્ની બંને ગોવિન્દપુર જવાની તૈયારી કરવા લાગ્યાં. બીજે દિવસે તેમણે જળમાર્ગે ગોવિંદપુરની યાત્રા–મુસાફરી કરીને સમયસર સુખરૂપ આવી પણ પહોંચ્યાં.

કમલમુખીનું સ્વાગત કરવા ઘાટ પર ઘણાં આવ્યાં હતાં. રસ્તામાં કેટલીએ પડોશણો ને દાસીઓનો મેળાપ થયો. લગ્ન થઈ ગયાં કે નહિ તે જાણવાને કમલ ને તેનો સ્વામી બંને ઈંતેજાર હતાં તો પણ ઉભયમાંથી કોઈએ કોઈને એ સંબંધમાં પૂછ્યું નહિ. એવી શરમભરી વાત પૂછવા માટે જીભ પણ કેમ ઉપડે?

ઘણી વ્યગ્રતાથી કમલ મહેલમાં પ્રવેશી. સતીશ પાછળ રહી ગયો. તેનું પણ તેને ભાન ન રહ્યું. અંદર જઈને તુરત જ તેણે દાસીઓને પૂછ્યું: "મારી સૂર્યમુખી ભાભી ક્યાં છે?" મનમાં ભય

તમે કોઈ એમાં વિઘ્ન ન નાંખશો, તમે કહેશો કે એ લગ્ન નીતિ વિરુદ્ધ છે. નીતિ વિરુદ્ધ કયી રીતે ભલા? તમે આ અંગ્રેજો દ્વારા શીખ્યા છો. નહિ તો ભારતવર્ષમાં આ વાત હોય જ કયાંથી? તમે અંગ્રેજોને આ વિષયમાં અનુકરણીય સમજો છો? તેઓ ઇસાઈ છે. એમના બાઇબલમાં એક પત્ની ઉપર બીજી પત્ની કરવાની મનાઈ છે. પણ આપણે તો ઇસાઈ નથી, તો પછી એક પુરુષને બે પત્ની કેવી રીતે નીતિવિરુદ્ધ ગણાય?

તમે કહેશો કે જો એમજ હોય તો પછી એક સ્ત્રીને બે પતિ હોય તો અનેક ગૂંચવણો ઊભી થાય છે જ્યારે પુરુષની બાબતમાં એમ થતું નથી. એક સ્ત્રીને બે સ્વામી હોય તો સંતાનના પિતાને ઓળખવો કઠિન છે. સંતાનના પાલનનો અધિકાર પિતાનો છે અને તેના અનિશ્ચયથી સામાજિક નિયમને આઘાત પહોંચે છે, પણ પુરુષના બે લગ્નથી માતા ઓળખી શકાય છે અને એકજ પિતાના શીરે બંને સ્ત્રીઓને સંતાનોના પાલન પોષણનો ભાર રહે છે.

જે કાળથી અધિક લોકોને હાની પહોંચે તેજ નીતિ વિરુદ્ધ જ સમજતા હો તો તેનાથી લોકોનું અધિક અનિષ્ટ થઈ રહ્યું છે એ મને જણાવજો.

ગૃહકલહ અથવા સપત્નીદ્વેષની વાત કહી તમે મારા મતનું ખંડન કરશો. હું એક ખાસ વાત લખવા ઇચ્છું છું. મને કંઈ સંતાન નથી. મારા મૃત્યુ બાદ મારો વંશ વેલો કરમાઈ જશે. આ લગ્ન સંતાનની આશાએ પણ કરું છું. શું મારી આ આશાની પણ તમે અવગણના કરશો?

અંતિમ આપત્તિ સૂર્યમુખી સંબંધમાં છે, સ્નેહમયી પત્નીના સુખમાર્ગમાં હું શા માટે કાંટા નાખું છું? તેનો જવાબ એ છે કે સૂર્યમુખી આ લગ્નથી અપ્રસન્ન નથી. એણેજ મારા લગ્નની વાત ઉપાડી હતી અને એણે જ મને આ માર્ગે વાળ્યો છે, અને તેને માટે મનથી મહેનત કરી રહી છે, હવે હું ધારું છું કે હવે કોઈ દોષ રહ્યો નથી કે ફરીથી કોઈ કારણ સર મારું આ લગ્ન નિંદનીય ગણો.'

કમલમુખીએ પત્ર વાંચી કહ્યું: "ક્યા કારણથી તે નિંદનીય છે તે ભગવાન જાણે, પણ આ કેવી ભૂલ છે? પુનર્લગ્નનું શું પરિણામ આવે છે તે પુરુષ પ્રથમ જાણતો નથી, જ્યારે તે સમજે છે ત્યારે તેના પ્રતિકારનો કોઈ ઈલાજ રહેતો નથી, જે થાય તે ખરું. મંત્રીજી આપ તૈયારી કરો. ગોવિંદપુર જવું પડશે."

"શું તું લગ્ન રોકી શકીશ?"

"જો રોકી નહિ શકાય તો ભાઈની સામે મરી તો શકીશ ને?"

"નહિ. તારાથી મરી નહિ શકાય. હાં. પણ ભોજાઈનું નાક કાપીને અહીં લાવી શકાશે. ચાલો એટલા માટે પણ આપણે જવું તો પડશે જ!"

પતિ–પત્ની બંને ગોવિન્દપુર જવાની તૈયારી કરવા લાગ્યાં. બીજે દિવસે તેમણે જળમાર્ગે ગોવિંદપુરની યાત્રા–મુસાફરી કરીને સમયસર સુખરૂપ આવી પણ પહોંચ્યાં.

કમલમુખીનું સ્વાગત કરવા ઘાટ પર ઘણાં આવ્યાં હતાં. રસ્તામાં કેટલીએ પડોશણો ને દાસીઓનો મેળાપ થયો. લગ્ન થઈ ગયાં કે નહિ તે જાણવાને કમલ ને તેનો સ્વામી બંને ઈંતેજાર હતાં તો પણ ઉભયમાંથી કોઈએ કોઈને એ સંબંધમાં પૂછયું નહિ. એવી શરમભરી વાત પૂછવા માટે જીભ પણ કેમ ઉપડે?

ઘણી વ્યગ્રતાથી કમલ મહેલમાં પ્રવેશી. સતીશ પાછળ રહી ગયો. તેનું પણ તેને ભાન ન રહ્યું. અંદર જઈને તુરત જ તેણે દાસીઓને પૂછયું: "મારી સૂર્યમુખી ભાભી ક્યાં છે?" મનમાં ભય

હતો કે રખેને કોઈ એમ કહે કે લગ્ન થઈ ચૂકયું છે ને સૂર્યમુખી મૃત્યુ પામી છે.

દાસીઓએ કહ્યું: "તેઓ તેમના શયનગૃહમાં છે."

કમલ તુરતજ ત્યાં દોડી પહોંચી. અંદર પ્રવેશીને જોતાં પહેલાં તો કોઈ દષ્ટિએ પડયું નહિ. થોડીવાર અહીં તહીં શોધતી રહી. પછી તેની નજર એક બંધ બારણા પર પડી. જોયું તો બારણા પાસે નીચે મોંએ એક સ્ત્રી બેઠેલી હતી. કમલથી તેનું મુખ દેખાયું નહિ, તો પણ તે ઓળખી શકી કે તે સૂર્યમુખી છે તે કમલનો પગરવ સાંભળી ત્યાંથી ઊઠીને તેની પાસે આવી.

સૂર્યમુખીને જોઈને કમલ લગ્નની વાત પૂછી શકી નહિ. તેનું દૂબળું શરીર, અને કરમાએલું નિસ્તેજ મુખ જોઈ તે સમજી ગઈ કે લગ્ન થઈ ચૂકયું છે. એથી એણે એટલું જ પૂછયું: "કયારે થયું ?" સૂર્યમુખીએ પણ તેવી જ રીતે ધીમા સ્વરે કહ્યું: "કાલે!"

નણંદ ભોજાઈ બંનેની આંખોમાંથી અશ્રુધારા ચાલી. તેઓ બંને ત્યાં બેસીને રડવા લાગી. કોઇ કંઈ બોલ્યું નહિ. સૂર્યમુખી કમલના ખોળામાં માથું મૂકીને ઘણીવાર સુધી રડતી રહી અને કમલની આંખો અવિરલ અશ્રુધારાથી તેના સુકા વાળને ભીંજવતી રહી.

નગેન્દ્ર બહારના ઓરડામાં બેસી કોણ જાણે શું યે વિચારી રહ્યો હતો. કદાચ કુંદનનો વિચાર કરતો હશે. પાસે જ દિનેશચંદ્ર આવીને બેઠો હતો પણ તે વિચારવમળમાં હોવાથી તેની સાથે સારી રીતે વાત પણ કરી શકતો નહતો. વચ્ચે વચ્ચે તેને એ પણ વિચાર આવતો હતો કે જ્યારે સૂર્યમુખીએ જ સ્વયં પ્રયત્ન કરીને મારું લગ્ન કરાવ્યું છે તો પછી મારા આ સુખમાં હવે કોઈને કંઈ આપત્તિ આવશે નહિ એમ વિચારી ઊંડા શ્વાસ લેતો હતો.



૨૭

જ્યારે સંધ્યા સમયે નણંદ–ભોજાઈ સ્વસ્થ થઈને એકબીજાની પાસે બેઠાં ત્યારે સૂર્યમુખીએ નગેન્દ્ર તથા કુંદનના લગનની વાત આદિથી અંત સુધી કહી સંભળાવી. તે સાંભળી કમલે વિસ્મિત થઈ કહ્યું: "આ લગ્ન તો તમે જ તમારા હાથે કરાવ્યું છે. શા માટે તમે જ તમારા મૃત્યુને આમંત્ર્યું?"

"હું લગ્ન કરાવી આપનાર કોણ?" ધીમે ધીમે હસતી સૂર્યમુખી બોલી: "હું કોઈ નહિ, એકવાર તમારો ભાઈને જઈને જોઈ આવો. તેમનું આનંદભર્યું મુખ જોઈ આવો ત્યારે જ ખબર પડશે કે તે આજે કેટલા સુખી છે. તેમના હૃદયમાં આનંદ માટે હવે તો અવકાશ પણ નથી. તેમના રોમેરોમથી આનંદનો ઉચ્છવાસ નીકળે છે. તેમનો આટલો હર્ષ મેં જ્યારે મારી સગી આંખોએ જોયો તો શું મારું જીવન સાર્થક થયું ન કહેવાય? ક્યા સુખની આશામાં હું એમને દુ:ખી રાખું? જેનું ક્ષણભરનું પણ કષ્ટ મારાથી જોઈ શકાતું નથી તેને કયી રીતે દુ:ખી થતા જોઈ મારી ઇચ્છા મરવાની થાય? તેમને દિનરાત નિશ્વાસ નાખતા જોયા, તેમને સર્વ સુખ છોડી વૈરાગી બનાવાનો યત્ન કરતા જોયા, તે દેશ છોડીને જવાની તૈયારી કરતા પણ જોયા, પછી મારે માટે સુખ કેવું? મેં તેમને કહ્યું: તમે ગૃહત્યાગ શા માટે કરવા ઇચ્છો છો? તમારા સુખમાં જ હું મારું સુખ સમજું છું. આપ કુંદન સાથે લગ્ન કરો, હું એ લગ્નથી સુખી છું.' એથી જ એમણે લગ્ન કર્યું છે.

'તું સુખી થઈ?'

"વળી મારી વાત શા માટે પૂછે છે? હું કોણ? જ્યારે હું

મારા સ્વામીના ચરણમાં એક કાંકરો પણ ખૂંચતો જોઈને એ વિચા-રીને પસ્તાઉં છું કે તે સ્થળે હું પોતે શા માટે સૂઈ ના ગઈ? સ્વામી મારા શરીર પર પગ મૂકીને જાત ત્યારે..." એટલું બોલી સૂર્યમુખી ચૂપ થઈ ગઈ. આંસુઓથી તેની સાડીનો છેડો ભીંજાઈ ગયો. તે બોલી: "કમલ! કયા દેશમાં છોકરીનો જન્મ થતાં તુરત જ તેને મૃત્યુશરણ કરી દેવામાં આવે છે?"

કમલે તેના મનનો આશય સમજીને કહ્યું: "છોકરીનો જન્મ છે તેથી શું થયું? જેવું જેનું નસીબ. સુખદુઃખ ભોગવ્યા વગર કંઈ છૂટકો છે?"

"મારા કરતાં કોણ વધુ ભાગ્યશાળી હશે? આવો સ્વામી કોને મળ્યો હશે? સુંદરતા ને સંપત્તિની વાત જવા દઈએ તો પણ આવા ગુણો કોના સ્વામીમાં હશે? ખરેખર! હું બહુ જ ભાગ્યશાળી છું, છતાંએ આમ કેમ?"

"એ પણ ભાગ્યનો જ દોષ છે."

"આવું સદ્ભાગ્ય હોવા છતાંયે એ વાતથી મન શા માટે દુગ્ધા પામી રહ્યું છે?"

"તમે તમારા સ્વામીનું વર્તમાન આહ્લાદપૂર્ણ મુખ જોઈને સુખી છો છતાં યે કહી રહ્યા છો કે મારું મન દુગ્ધા પામી રહ્યું છે. એ બંને વાતો સાચી છે?"

"બંને વાતો સાચી છે. હું એમને સુખી જોઈને સુખી છું. પણ એમણે મને પગથી દૂર હડસેલી દીધી છે તેનો તેમને એટલો હર્ષ છે કે..." આટલું કહીને સૂર્યમુખી ચૂપ થઈ ગઈ. તેનો કંઠ રુંધાઈ ગયો. આંખોમાં આંસુ આવ્યાં, સૂર્યમુખીની વાત પૂરી થઈ ન હતી તો પણ કમલ તેની વાતનો મર્મ સમજી ગઈ હતી. તેણે કહ્યું: "તમને પગથી દૂર કર્યા છે તેથી તમારું હૃદય બળી રહ્યું છે, તો પણ તમે એમ શા માટે કહી રહ્યા છો કે મારા જેવી ભાગ્ય-

શાળી કોણ હશે ? તમારા હૃદયનો અર્ધભાગ હજી પણ મમતાથી ભર્યો છે નહિ તો આત્મત્યાગ કરવા માટે અનુતાપ શા માટે થાય?"

"હું અનુતાપ કરતી નથી. મેં જે કંઈ કર્યું છે તે સારું જ કર્યું છે. તેમાં મને જરા પણ સંદેહ નથી. પણ મૃત્યુનું દુઃખ હજી દૂર થયું નથી. મારે માટે મૃત્યુ જ સારું છે, તેથી મારા મૃત્યુનું કારણ હું પોતે જ બની છું, તો અંતિમ સમયે પણ હું મારું હૃદય ના ઠાલવી શકું ?"

સૂર્યમુખી રડવા લાગી. વચ્ચે વચ્ચે બંને વાતો કરતાં હતાં. તેની વાતો પરથી કમલ સમજી ગઈ કે સૂર્યમુખીના હૃદયમાં કેટલું દુઃખ ભર્યું છે. અને સૂર્યમુખી પણ સમજી ગઈ હતી કે કમલ તેના દુઃખને બરાબર પિછાણી ગઈ છે.

થોડીવાર પછી બંનેએ રડવાનું બંધ કર્યું. સૂર્યમુખીએ પોતાની વિપદ્ વાત બંધ કરીને બીજી વાતો કરવાનો આરંભ કર્યો. સતીશને પાસે બોલાવીને સૂર્યમુખી વહાલ કરવા લાગી ને શોક વિસરવા લાગી. કમલ સાથે સતીશ ને દિનેશ સંબંધી ઘણી વાતો કરી. સતીશના શિક્ષણ ને તેના વિવાહ લગ્ન સુધીની પણ ચર્ચા થઈ ચૂકી. આ રીતે નણંદ ભોજાઈ બંનેએ ઘણીવાર સુધી વાતો કર્યા કરી. રાત ઘણી વીતી ચૂકી હતી તેની પણ તેમને ખબર ના પડી. પછી સૂર્યમુખીએ અશ્રુભરી આંખથી સતીશને ગોદમાં લઈ તેના મુખ પર ચુંબન કર્યું ને આશીર્વાદ આપ્યો કે તેના મામા જેવો ગુણવાન થાય. કમલને આલિંગન કરી તેને કહ્યું: "મધરાત થવા આવી છે તેથી સૂવા જાઓ. તમને મળવાની લાલસા હતી તે પૂરી થઈ. તમને પણ આશીર્વાદ આપું છું કે તમારો સૌભાગ્ય દીપક અખંડ જલતો રહે." એમ કહી તેની આંખો પાલવથી લૂછી નાંખી.

સૂર્યમુખી એ વાત સ્વાભાવિક કોમલ સ્વરમાં બોલી હતી તો પણ તેના કંઠમાં એક એવો કરુણાત્મક, ભાવ હતો કે તેથી કમલ

ચોંકીને બોલી ઊઠી: "ભાભી, તમારા મનમાં શું છે? તમે શું ધાર્યું છે? મને સાચેસાચું કહો."

"કંઈ નહિ."

"મારાથી કંઈ છાનું રાખો નહિ."

"મારી કોઈ વાત એવી નથી કે હું તમારાથી છાની રાખું."

કમલ આ વાત પછી સ્વસ્થ ચિત્તથી પોતાના શયનગૃહમાં ગઈ, પણ સૂર્યમુખીએ કમલથી એક વાત છાની રાખી હતી, જે કમલને પ્રાતઃકાળે ખબર પડી. કમલ મળસ્કે ઊઠીને સૂર્યમુખીના ઓરડામાં ગઈ ને જોયું તો સૂર્યમુખી ત્યાં ન હતી પણ એક પત્ર તેના બિછાના પર પડેલો હતો. પત્ર જોઈને કમલમુખીને ચક્કર આવી ગયા. તે પત્ર વાંચી શકી નહિ, વગર વાંચે જ તે સમજી ગઈ. સૂર્યમુખી કયાંક ચાલી ગઈ હતી, પત્ર ઉઘાડીને વાંચવાની ઇચ્છા પણ ન થઈ. પત્રને ચોળી નાખ્યો, તે કપાળ કૂટતી ખાટલા પર બેસી ગઈ. તે બોલી: "હું હજી નાદાન જ છું, નહિ તો રાત્રે જ ભાભીના બોલવાનો હેતુ સમજીને તેને શા માટે ના રોકી?"

માતાને માથું પટકતી ને રડતી જોઈ ત્યાં ઊભેલા સતીશે પણ તેમાં સાથ પૂર્યો.



શોકનો પ્રથમાવેગ દૂર થતાં કમલે તે પત્ર વાંચ્યો. પત્ર તેને સંબોધીને લખ્યો હતો–

જે દિવસે મેં સ્વામીના મુખે સાંભળ્યું કે મારાથી હવે તેને કંઈપણ સુખ મળવાનું નથી, કુંદન પાછળ તે પાગલ થશે કે પ્રાણ ગૂમાવશે, તેજ દિવસે મેં સંકલ્પ કર્યો હતો કે જે દિવસે કુંદનનો પત્તો લાગશે તેજ દિવસે તેને સ્વામીને સોંપીને તેમને સુખી કરીશ. કુંદનના હસ્તમાં સ્વામીનો હસ્ત સોંપીને હું ઘર છોડી ક્યાંક ચાલી જઈશ, કારણ કે મારા પતિ કુંદનના પતિ બને તે મારી આંખો જોઈ શકશે નહિ. હવે કુંદનને પુનઃ મેળવીને તેને સ્વામીદાન કરી દીધું છે. હવે હું ગૃહત્યાગીને ચાલી જાઉં છું.

લગ્ન બાદ ગઈ કાલે રાત્રે જ ઘર છોડીને ચાલી જનાર હતી પણ સ્વામીના જે સુખની આશાએ મેં મારા હસ્તે મારા પગમાં કુહાડો માર્યો તે સુખ એક બે દિન આંખથી જોઈને જવાનો ઈરાદો હતો. તમને આવવા માટે લખ્યું હતું. તમે જરૂર આવશો જ એની મને ખાત્રી હતી. હવે મારા બંને મનોરથો પરિપૂર્ણ થયા છે—જે મારા પ્રાણના પણ પ્રાણ છે તે સુખી થયા તે મેં મારી આંખોએ જોઈ લીધું છે. તમારી પણ વિદાય લઈ લીધી છે હવે હું જાઉં છું.

જ્યારે આ પત્ર તમારા હાથમાં આવશે ત્યારે તો હું દૂર દૂર ચાલી ગઈ હઈશ. તમને મેં મારા ગૃહત્યાગની વાત ના કહી એનું કારણ એ કે તમે મને જવાની રજા આપત નહિ. હવે તમે સૌ પાસે મારી એજ પ્રાર્થના છે કે તમે સૌ મારી શોધ કરશો નહિ.

હવે આ જીવનમાં તમને સૌને પુનઃ મળવાની આશા નથી. કુંદનની હયાતિમાં હવે હું પાછી ફરવાની નથી તેમજ કોઈને મારો પત્તો લાગવાનો નથી, હવે હું રસ્તાની રખડતી ભિખારણ બની છું. એ વેષમાં હું ઠેર ઠેર ભટકતી ફરીશ. ભીખ માગીને જીવનનિર્વાહ કરીશ, મને કોણ ઓળખી શકશે? ફાટયાં તૂટયાં કપડાં મેં શરીરે પહેરી લીધાં છે. જો થોડા રૂપિયા લઈ જવાની મારી ઈચ્છા થાત તો હું લઈ જાત પણ મને એ ઈચ્છા ના થઈ, જ્યારે હું પારસમણી સમ પતિને ત્યાગીને જઉં છું ત્યારે સોના :ચાંદી લઈને શું કરું?

હાથ જોડી પ્રાર્થું છું કે મારું એક કામ જરૂર કરશો. મારા સ્વામીના ચરણમાં મારા કોટિ–કોટિ પ્રણામ કહેજો. હું તેમને પત્ર લખી શકી નહિ. આંખમાં અશ્રુ ઉભરાઈ આવવાથી અક્ષર દેખાતા નહતા. પત્ર નેત્રજળથી ભીંજાઈ ગયો તેને ફાડીને ફેંકી દીધો. બીજો કાગળ લઈને લખવા બેઠી. અને તેની પણ એજ દશા થઈ, ત્યારે આંખોએ પાટો બાંધીને પત્ર લખવાની ઈચ્છા કરી. ઘણીવાર સુધી કલમ હાથમાં પકડી રાખી, વિચારમાં ને વિચારમાં કલાકો વીતી ગયા તો પણ તેમને શું લખવું એ મને સમજાયું નહિ. આખરે કલમને ખડિયામાં મૂકી કોરા કાગળને ફાડી નાખ્યો. તમે મારા હૃદયનો ભાવ જાણો છો. જે તમને ઠીક લાગે, જે રીતે કહેવું ઠીક લાગે તે તેમને કહેજો. તેમને ખાસ સમજાવીને કહેજો હું તેમના પર રિસાઈને ચાલી ગઈ નથી. તેમના પર મારો ક્રોધ નથી. તેમના પર મેં કદી ક્રોધ કર્યો નથી. અને કરીશ પણ નહિ. જેના સ્મરણ માત્રથી હૃદય આનંદથી નાચી ઊઠે છે તેના પર ક્રોધ કદી થઈ શકે? તેમના પર જેવી અચળ ભક્તિ હતી તેવી જ હજી છે. જ્યાં સુધી આ પંચમહાભૂતનું બનેલું શરીર પંચમહાભૂતમાં મળશે નહિ ત્યાં સુધી તે કાયમ જ રહેશે. કારણ કે તેમના ગુણો હું કદી પણ ભૂલી શકનાર નથી. હું સત્ય કહું છું એમનામાં જેટલા સદ્‌ગુણ

છે તેટલા મેં બીજા કોઈનામાં જોયા નથી. તેથી જ હું તેમની દાસી બની છું. જો હું માત્ર એક જ દોષથી તેમના સહસ્ર ગુણો વિસરી જાઉં તો તેમની દાસી થવાને હું અયોગ્ય છું. હું જીવનભર માટે તેમનાથી વિખૂટી પડી છું આ જીવનમાં આ તૃષિત નયનોને તેમના સાક્ષાત્ દર્શન હવે થશે નહિ. આટલાથી જ તમે સમજી જશો કે મેં કેટલું કઠણ કાળજું કરીને કેટલા કઠિન કષ્ટો સહીને ઘર છોડયું છે.

હવે હું વિદાય લઉં છું. આશીર્વાદ આપું છું કે તમારા પતિ ને પુત્રનું દીર્ઘાયુષ્ય થાઓ, અને તમે સદાય સુખી રહો, અને સાથે સાથે એ પણ આશીર્વાદ આપું છું કે જે દિવસે તમે પણ પતિ પ્રેમથી વંચિત્ બનો તે જ દિવસે તમારો જીવનદીપક બુઝાઈ જાય. હા ! આ સંસારમાં એવું કોઈ નથી કે મને એવો આશીર્વાદ આપે.

પ્રત્યેક મનુષ્યમાં પ્રમોદ એટલો બધો છે કે જો તે પોતાની ચંચળ મનોવૃત્તિને રોકી શકે અને તેને પોતાને વશ રાખી શકે તો તે વ્યક્તિ મહાત્મા કહેવાય છે અને જે પોતાના મનને રોકી શકતો નથી તે દુરાત્મા કહેવાય છે. મન જે ચાહે છે તે દુરાત્મા પાસે કરાવે છે.

ચિત્તનિરોધ માટે પ્રથમ નિરોધની પ્રવૃત્તિ અને સાથેસાથે નિરોધ આવશ્યક છે. શક્તિ હોવાથી કોઈ કામમાં મન પરોવાય છે પરંતુ શક્તિ હોવા છતાંયે પ્રવૃત્તિનું કારણ શિક્ષણ છે. શિક્ષણથી કાર્યમાં પ્રવૃત્તિ થાય છે, પ્રકૃતિ પણ શિક્ષણ સાથે વધુ સંબંધ રાખે છે. તેથી ચિત્ત નિરોધનું મૂળ કારણ શિક્ષણ છે. શિક્ષણ કેવળ ગુરુના ઉપદેશને જ કહેવામાં આવતું નથી પણ અંતઃકરણ દુઃખ ભોગવે એ જ પ્રધાન શિક્ષણ છે.

નગેન્દ્રને એ પ્રધાન શિક્ષણ કદી મળ્યું ન હતું. ઈશ્વરે એને સર્વ સુખનો સ્વામી બનાવ્યો હતો. રંગ, રૂપ, સુંદરતા, નિરોગી શરીર, ઉત્તમ શીલ, વિદ્યા, બુદ્ધિ, અતુલ ઐશ્વર્ય અને પતિપરાયણ પત્ની એવી સર્વગુણ સંપન્ન વ્યક્તિઓ તો બહુ જ થોડી હોય છે. નગેન્દ્રને એ સર્વ હતું. વિશેષ કરીને નગેન્દ્ર એના ચારિત્રબળથી પૂર્ણ સુખી હતો, તે સત્યવાદી, પ્રિયભાષી, પરોપકારી, ન્યાયી, દાતા ને મિતવ્યયી હતો. તે મિલનસાર હતો ને સૌ સાથે પ્રેમથી મળતો હતો, તે માતૃ ને પિતૃભક્ત હતો. પત્નીમાં પૂર્ણ અનુરક્ત હતો. તે બંધુઓનો હિતકારી હતો, નોકરો પર દયા રાખતો હતો, શરણગતનું રક્ષણ કરતો હતો. વળી તે કોઈની સાથે દુશ્મનાવટ કરતો નહિ અને જો કોઈ તેનો દુશ્મન હોય તો તેની સાથે મિત્રવત્ વ્યવહાર રાખતો હતો. સારાંશ કે એક સજ્જનમાં જેટલા ગુણ હોવા જોઈએ

તે સર્વ નગેન્દ્રમાં હતા, આ ગુણોથી તે બહુજ સુખી હતો. જો વિધાતા તેને આટલો સુખી ના બનાવત તો તે કદાચ આટલું દુઃખ ભોગવત નહિ.

દુઃખી થયા વગર કોઈ લોભમાં પડતું નથી. જેને જે વસ્તુનો અભાવ હોય છે તેને તે વસ્તુનો મોહ થાય છે, કુંદનને લુબ્ધ લોચનથી નિહાળ્યા પૂર્વે નગેન્દ્ર કદી મોહમાં પડ્યો ન હતો. કારણ કે તેને કોઈ વસ્તુનો અભાવ જાણ્યો ન હતો. આથી મોહ રોકવા માટે માનસિક અભ્યાસ અથવા શિક્ષણની આવશ્યક્તા હોય છે તે નગેન્દ્રને મળી ન હતી. આથી ચિત્તવૃત્તિને રોકવામાં પ્રવૃત્ત થવા છતાંએ તેનો પ્રયત્ન સફળ થયો નહિ. જેણે ચિરકાળથી જે સુખનો ઉપભોગ કર્યો છે તેને તેનો વિચ્છેદ થતાં કેટલું દુઃખ થાય છે તે તો અનુભવી જ જાણી શકે છે.

નગેન્દ્રનો તેમાં દોષ ન હતો, એમ આપણે કહી શકીએ નહિ. જેવો તેનો અપરાધ હતો તેવું જ પ્રાયશ્ચિત કરવાનો આરંભ થઈ ચૂક્યો હતો.

× × ×

જ્યારે સૂર્યમુખીની નાસી જવાની વાત ઘરમાં જાહેર થઈ ત્યારે ઘણી ધમાલ થઈ ગઈ. તેની શોધમાં ચોતરફ લોકોને મોકલવામાં આવ્યા. નગેન્દ્ર, દિનેશ ને કમલે પોતપોતાના જુદા માણસો તેની શોધમાં મોકલ્યા. પાણી ભરવા જતી દાસીઓ પણ શીર પરની ગાગર પટકી જ્યાં ત્યાં શોધ માટે નીકળી પડી. દરવાનો પણ અંગરખો પહેરી, માથે ફેંટો બાંધી, હાથમાં વાંસની લાઠી લઈ ચમચમ કરતા નાગોરી બૂટ પહેરી નીકળી પડ્યા. નોકરો પણ ખભે લૂગડાંનો કટકો નાખી શેઠાણીને પાછી ઘેર લાવવા નીકળી પડ્યા. કેટલાયે આત્મીયજન ગાડી લઈ રાજમાર્ગ પર ફરવા લાગ્યા. પડોશીઓ ઘાટ પર ને બગીચામાં તલાશ કરવા લાગ્યા.

દિનેશ નગેન્દ્ર અને કમલને આશ્વાસન આપવા લાગ્યો: “સૂર્યમુખી કદી પગે ચાલતી નથી. પગે ચાલવાનો અભ્યાસ નથી

એટલે તે કેટલે દૂર ગઈ હશે ? એક બે માઇલ ચાલીને તે રસ્તામાં બેઠી હશે. હમણાં જ તેનો પત્તો લાગી જશે. ગભરાવવાની જરૂર નથી." પણ બે ત્રણ કલાક વીતી ગયા ને કંઈ પત્તો મળ્યો નહિ ત્યારે નગેન્દ્ર પોતે જાતે એની શોધમાં ચાલી નીકળ્યો.

ઘણીવાર સુધી અહીં તહીં તાપમાં ખૂબ રખડીને નગેન્દ્રને વિચાર આવ્યો: 'હું નકામો તાપમાં હેરાન થાઉં છું. સૂર્યમુખીને શોધીને જરૂર કોઈ ઘેર લઈ આવ્યું હશે.' એમ વિચારી તે પાછો ઘેર આવ્યો. ઘેર આવીને માલૂમ પડ્યું કે હજી સૂર્યમુખીનો પત્તો લાગ્યો નથી. તે ફરીથી એની શોધમાં નીકળ્યો. થોડે દૂર જઈ તે વળી પાછો ઘેર આવ્યો. આ રીતે શોધમાં આખો દિવસ પસાર થયો.

સૂર્યમુખીના સંબંધમાં દિનેશે સાચું જ કહ્યું હતું. સૂર્યમુખી પગે ચાલીને ઘર બહાર કદી ગઈ જ ન હતી. તે બિચારી સુકુમારી વિપદ્દની મારી કેટલે દૂર ચાલતી જઈ શકે ? ઘરથી એક માઇલ દૂર એક તળાવ પાસે આંબાવાડિયામાં તે સૂતી હતી. એક નોકર ત્યાં તપાસ કરતો આવી પહોંચ્યો.

એક સ્રીને સૂતેલી જોઈ તેની પાસે ગયો ને તેને ઓળખીને કહ્યું: "તમને ચોતરફ લોકો શોધી રહ્યા છે. ઘેર ચાલો."

સૂર્યમુખી અનુત્તર રહી. વળી તેણે કહ્યું: "ઘેર ચાલો! ઘરમાં ધમાલ મચી રહી રહી છે."

સૂર્યમુખીએ ગુસ્સે થઈ કહ્યું: "મને પાછી વાળનારો તું કોણ ?" નોકર ડરી ગયો તોપણ તે ત્યાં ઊભો રહ્યો. સૂર્યમુખીએ કહ્યું: "જો તું અહીં જ ઊભો રહીશ તો હું તળાવમાં હમણાં જ ડૂબી મરીશ."

નોકરે ઊભા રહેવાનું અનુચિત સમજી દોડીને નગેન્દ્રને આ સમાચાર આપ્યા. પણ જ્યારે નગેન્દ્ર પાલખી લઈને ત્યાં આવ્યો. ત્યારે સૂર્યમુખી ત્યાં ન હતી. આસપાસ તેની ઘણી જ તપાસ કરી પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ.

સૂર્યમુખી ત્યાંથી જઈને જંગલમાં છૂપાઈ ગઈ. ત્યાં તેને એક વૃદ્ધા મળી. તે બળતણ માટે લાકડાં લેવા આવી હતી. તે જાણતી

હતી કે સૂર્યમુખીનો પત્તો આપનારને ઇનામ મળનાર છે, તેથી તે પણ તેની શોધમાં હતી. સૂર્યમુખીને જોઈને તેણે પૂછ્યું: "તમે કોણ છો? મને લાગે છે તમે મારા શેઠાણી છો."

"નહિ."

"હાં–હાં તમે જ–તમે જ મારા શેઠાણી છો."

"તારી શેઠાણી કોણ છે?"

"બાબુજીની વહુ."

"બાબુજીના ઘરની વહુ આમ નાસતી ફરતી હશે? જો હું એ ઘરની વહુ હોત તો મારું શરીર સોના ચાંદીના ઘરેણાં વિનાનું હોય? જોતી નથી મેં આ ફાટેલાં જૂના પુરાણાં કપડાં પહેર્યાં છે."

વૃદ્ધાને લાગ્યું કે તે સાચું કહે છે. તે ત્યાંથી સૂકા લાકડાંની શોધમાં આગળ ચાલી ગઈ.

દિવસ આ રીતે પૂરો થયો. રાત્રે પણ સૂર્યમુખીના કંઈ સમાચાર ન મળ્યા. બીજે દિવસ અને ત્રીજે દિવસ પણ એમજ પસાર થયા, પણ સૂર્યમુખીની ખબર નાજ મળી. શોધ પણ પૂર્વવત્ ચાલુ જ હતી.

જે પુરુષો સૂર્યમુખીની શોધમાં ગયા હતા તે તેને ઓળખતા ન હતા. આથી કેટલીયે ભિખારીણોને સૂર્યમુખી હોવાનો સંદેહ પડતાં તેને પકડીને નગેન્દ્ર પાસે લઈ આવતા, આ વાત જાણીને કેટલીયે સારા ઘરની સ્ત્રીઓને ઘાટ પર જવાનું તેમજ માર્ગે ચાલવાનું કઠિન થઈ ગયું. કારણકે નગેન્દ્રના નિમકહલાલ નોકરો ઇનામની લાલચે જે કોઈ સ્વરૂપવતી જોતા તેને સૂર્યમુખી સમજી પાલખીમાં બેસાડીને લઈ આવતા હતા.

નગેન્દ્ર પરાઈ સ્ત્રી જોતાં તેમને સન્માનપૂર્વક પાછી વાળતો હતો.

દિનેશ હવે ગોવિંદપુરમાં રહી શક્યો નહિ. કલકત્તે જઈને તેને તપાસ શરૂ કરી, કમલ સૂર્યમુખીની શોધ માટે ગોવિંદપુરમાં રોકાઈ ગઈ.



# ૩૦

સ્વપ્નમાં પણ જે સુખની આશા કુંદને રાખી ન હતી તે સુખ કુંદનને મળ્યું હતું. તે નગેન્દ્રની પત્ની થઈ જે દિવસે નગેન્દ્ર સાથે તેનું લગ્ન થયું ત્યારે તેને લાગ્યું હતું કે આ સંસારમાં એનાથી એક પણ અધિક સુખ હશે નહિ, ત્યાર પછી જ્યારે સૂર્યમુખી એકાએક ઘરમાંથી અદશ્ય થઈ ગઈ ત્યારે તેને એ વિચારે દુ:ખ થયું કે 'સૂર્યમુખીએ દુ:ખમાં મારી રક્ષા કરી હતી, તે જો મને પોતાને ઘેર રાખત નહિ તો હું કયાં જાત? પણ આજે તેણે મારે લીધે ગૃહત્યાગ કર્યો છે. આવું સુખ મળતાં પહેલાં જો મારું મૃત્યુ થયું હોત તો પણ સારું થાત.'

તેને પહેલાં જે સુખને અસીમ સમજતી હતી તેનો કિનારો આછો આછો તેને દેખાવા લાગ્યો. તેને લાગ્યું કે સુખને અસીમ સમજવું એ ભૂલ છે. સુખની પણ સીમા હોય છે.

સંધ્યાનો સમય છે. નગેન્દ્ર પલંગ પર સૂતો છે. ઇસ પર બેસીને કુંદન વાયુ ઢોળી રહી છે. બંને મૌન છે. આ મૌન શુભ સૂચક નથી પણ ઉદાસીનતાનું છે, ત્યાં બીજું કોઈ નથી, બે જ વ્યક્તિ છે. તો પણ ઉભય મૌન છે સમગ્ર સુખ હોવા છતાંયે આમ કેમ?

જ્યારથી સૂર્યમુખી ઘર છોડીને ચાલી ગઈ છે ત્યારથી એ બંનેના માનસિક સુખમાં અંતર પડવા લાગ્યું છે. કુંદન મનમાં વિચારતી હતી કે શું કરવાથી પુનઃ પૂર્વવત્ બધું જ બને?

આજે તેણે વાત છેડી નગેન્દ્રને કહ્યું: "શું કરવાથી પૂર્વવત્ બધું જ બને?"

"પૂર્વવત્ બધું જ બને એટલે શું? તેનો અર્થ શો? તારી સાથે લગ્ન કર્યું છે તેથી શું તને હવે તેનો પશ્ચાતાપ થાય છે?"

કુંદનનું અંતઃકરણ આ વાત સાંભળી ઘવાયું. તે બોલી:

"આપે મારી સાથે લગ્ન કરી જે સુખ આપ્યું છે તે સુખની આશા કદીએ મેં સ્વપ્નમાં પણ કરી ન હતી, હું તે કહેતી નથી. મારું કહેવું તો એમ છે કે એવો કોઈ પ્રયત્ન કરવામાં આવે કે જેથી સૂર્યમુખી પુનઃ પાછાં ફરે."

"એ વાત પુનઃ કરીશ નહિ. તારા મુખે સૂર્યમુખીનું નામ સાંભળી મારું હૃદય જલી જાય છે. તારે લીધે જ સૂર્યમુખીએ મારો ત્યાગ કર્યો છે."

કુંદન આ જાણતી જ હતી તો પણ નગેન્દ્રના મુખથી આ વાત સાંભળીને તેને ઘણું દુઃખ થયું. તેને લાગ્યું: 'શું આ મારો તિરસ્કાર નથી? મારું પ્રારબ્ધ જ સારું નથી, પણ કંઈ અપરાધ તો મેં કર્યો જ નથી. સૂર્યમુખીએ જ લગ્ન કરાવ્યું છે.' કુંદન કંઈ પણ બોલ્યા વગર પંખો હલાવવા લાગી. તેને થોડી વાર મૂંગી બેઠેલી જોઈ નગેન્દ્રે કહ્યું: "કેમ કંઈ બોલતી નથી? નારાજ થઈ ગઈ છે?"

"ના."

"કેવળ એક શબ્દ 'ના' કહીને કેમ ચૂપ થઈ ગઈ? શું મારા પર તારો પ્રેમ હવે નથી રહ્યો?"

"છે જ ને!"

"છે જ ને! એ તો બાળકોને છેતરવાની વાત છે. મને લાગે છે કે તું કદી સાચા હૃદયથી મને ચાહતી ન હતી."

"હંમેશાં ચાહતી હતી."

સૂર્યમુખીનો જેટલો પ્રેમ નગેન્દ્ર પર હતો એટલો પ્રેમ કુંદનનો ન હતો એમ ન હતું પણ કુંદન પ્રેમને વ્યક્ત કરવો જાણતી ન હતી, તે વયમાં નાની હતી. મનની વાત પ્રગટ કરતાં તે ડરતી હતી, પણ

નગેન્દ્ર આ સમજ્યો નહિ, અને તેણે કહ્યું: "સૂર્યમુખી હંમેશ મારી સાથે પ્રેમ ભર્યો વ્યવહાર રાખતી હતી. પ્રેમનો મર્મ તું શું જાણે? મર્કટના ગળામાં મોતીની માળા કદી શોભે નહિ, તેને માટે તો લોઢાની સાંકળ જ સારી છે."

આ સાંભળી કુંદન રુદનને અટકાવી શકી નહિ. ધીમેથી ઊઠી તે બહાર ગઈ. કોઈ એવું આત્મીય ન હતું કે જેની પાસે જઈ તે મનનો ઉભરો બહાર કાઢી શકે. કમલ જ્યારથી આવી છે ત્યારથી કુંદન એક પણ વાર તેની પાસે ગઈ નથી, તે પોતાની જાતને લગ્ન કરવામાં મુખ્ય અપરાધી સમજી શરમને લીધે પોતાનું મુખ બતાવવા ઇચ્છતી ન હતી, પણ આજની મર્મ વેદનાથી કુંદનનું હૃદય ફાટી રહ્યું હતું તેથી તેણે પોતાનું મનોદુઃખ સહદયા કમલને કહેવા વિચાર્યું. જે દિવસે પ્રણયથી નિરાશ થવાના સમયે કમલે તેના દુઃખે દુઃખી થઈ પોતાના ઓરડામાં લઈ જઈ તેની આંખના આંસુ લૂછયાં હતાં તે દિવસનું સ્મરણ કરી, કુંદન તેની પાસે હૃદયનો ભાર હળવો કરવા ગઈ. કુંદનને આવતી જોઈ કમલ અપ્રસન્ન થઈ, અને તેને આ રીતે આવેલી જોઈ આશ્ચર્ય પણ થયું. તે કંઈ બોલી નહિ. કુંદન તેની પાસે બેસીને રોવા લાગી તો પણ કમલ કંઈ બોલી નહિ અને રડવાનું કારણ પણ પૂછ્યું નહિ. આથી થોડી વાર રડીને કુંદન આપો આપ શાંત થઈ ગઈ ને જતાં જતાં કમલને કહ્યું: "હું જાઉં છું. મારે કામ છે."

કુંદનને હવે સમજાયું કે સૌ સુખ સીમાયુક્ત છે એક પણ નિઃસીમ નથી.

૩૧

## [ હરદેવરાયને નગેન્દ્રનો પત્ર ]

તું લખે છે કે મેં આ સંસારમાં જેટલાં કામો કર્યા છે તે બધા કામોમાં કુંદન સાથેનો વિવાહ એ એક ખોટું કામ છે–એ એક મોટી ભૂલ છે. એ હું સ્વીકારું છું. મેં એ રીતે સૂર્યમુખીને ગુમાવી છે. સૂર્યમુખી જેવી સ્ત્રીને પત્ની રૂપે મેળવવી એ ફળ સાધારણ ભાગ્યશાળીને ના મળે. માટી તો સૌ કોઈ ખોદે છે પણ તેમાંથી અપ્રાપ્ય એવો કોહિનૂર હીરો તો કોઈને ભાગ્યવશાત્ જ પ્રાપ્ત થાય છે. સૂર્યમુખી કોહિનૂર સમ છે. કુંદન એનું સ્થાન કેમ સાચવી શકે ?

મેં સૂર્યમુખીનું સ્થાન કુંદનને શા માટે આપ્યું ? એનો ઉત્તર એક જ અને તે કેવળ ભ્રમણા પણ હવે તે સમજાય છે. જેમ કુંભકર્ણની ઊંઘ કેવળ તેના મૃત્યુ માટે જ ઉડી ગઈ હતી. તેમ મને પણ લાગે છે કે મારી એ ખોટી ભ્રમણા કદાચ મારા મૃત્યુ માટે પણ કાં ન હોય ? હવે હું સૂર્યમુખીને કેવી રીતે મેળવી શકું ?

મેં કુંદન સાથે શા માટે લગ્ન કર્યું ? મને તેના પર પ્રેમ ઉત્પન્ન થયો હતો. અને તેથી હું વિહ્વળ થયો હતો. તે સમયે જાણે મારો જીવ જતો રહેતો હતો પણ હવે મને સમજાય છે કે તે કેવળ આવેશ જ હતો, નહિ તો પ્રભુતામાં પગલાં માંડ્યા ને જ્યાં આજ હજી પંદર જ દિવસ થયા છે ત્યાં હું કયા મુખે જણાવું કે મારો પ્રેમ અદૃશ્ય થઈ ગયો છે ? હું તેને ચાહું છું, પણ સૂર્યમુખી ક્યાં ગઈ ? હા ! તે

બિચારી ક્યાં હશે? શું કરતી હશે? ઘણું ઘણું લખવું છે પણ આજ હું લખી શકતો નથી. મને બહુ જ દુઃખ થાય છે.

લિ. તારો નગેન્દ્ર.

[હરદેવરાયનો ઉત્તર]

હું તારું હૃદય સમજી શક્યો છું. કુંદન તરફ મમત્વ નથી એમ નથી એ હું સમજી શકું છું. હાલ પણ તેની પ્રત્યે અનુરાગ છે પણ ફક્ત તે નેત્રોનો અનુરાગ છે. એ તમારું કહેવું ઉચિત છે. સૂર્યમુખી પર તારો અટળ પ્રેમ છે પણ તે એજ દિવસ માટે કુંદનની છાયામાં છૂપાઈ ગયો હતો. તે તમે સૂર્યમુખીને ગુમાવીને સમજી શક્યા છે. જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ અનાવૃત રહે છે ત્યાં સુધી આપણે ગરમીથી કંટાળીએ છીએ પણ જ્યારે તે વાદળમાં ઢંકાય છે ત્યારે શાંતિ થાય છે. પણ સૂર્યાસ્ત સમયે આપણે સમજી શકીએ છીએ કે આ સંસારનું નેત્ર સૂર્ય જ છે. સૂર્ય વિના સંસાર અંધકારમય ભાસે છે. સૂર્ય જ સંસારનું જીવન છે.

તું તારા મનની અસ્વસ્થા ન સમજવાને કારણે એવું કાર્ય કર્યું છે કે હું તે બાબતમાં તને કાંઈ કહી શકતો નથી, કારણકે તું જે ભ્રમણાની જાળમાં પડ્યો હતો તેમાંથી સમજી તારી જાતે બહાર આવવું તે તારે માટે કઠિન હતું. મનના જે અનેક ભાવો છે તેને લોકો પ્રેમ કહે છે, પણ જે અન્ય ખાતર પોતાના સર્વસ્વ સુખોનું બલિદાન દેવા તૈયાર થાય છે તે જ સાચો પ્રેમી છે. પ્રેમ પર બલિ દેવું એ કાંઈ કર્તવ્ય કે ધર્મની ફરજ સમજીને દેવામાં આવતું બલિ નથી પણ તે તો અંતરની સ્ફુરણા છે, અને તેથી જ કેવળ સૌન્દર્યનો ઉપભોગ કરવો એજ કાંઈ પ્રેમ નથી. જેમ કોઈ ભૂખ્યો અન્ન ખાય એને આપણે 'અન્ન તરફ અનુરાગ છે' એમ નહિ કહીએ, તેમ 'કામાતુરને સૌન્દર્ય પ્રતિનો સાચો પ્રેમ છે' એમ નહિ કહી શકાય. આર્યકવિ આવા ચિત્ત ઉદ્વેગને મદનબાણની વ્યથા કહે છે. વસંતની મદદથી મહાદેવનું ધ્યાનભંગ કરાવવા એક કાલ્પનિક મૂર્તિ ગઈ હતી.

તેની કૃપાથી કવિઓના વર્ણનોમાં હરણુ હરણી તરફ આકર્ષાય છે. હાથી હાથણને કાજે કમળ ઉખેડે છે એ કેવળ વિષય જન્ય જ પ્રેમ છે. આ વૃત્તિ પણ ઈશ્વરની જ બક્ષેલી છે. એ વૃત્તિ જેવી તેવી નથી પણ સર્વ પ્રાણીઓને મુગ્ધ કરવા માટે છે. એ વૃત્તિના ફેલાવનારા કવિઓની સંખ્યા પણ બહુ છે. જેમાં કાલીદાસ, જયદેવ અને બૈરન જેવા સુપ્રસિદ્ધ છે, પણ વિષયભોગ એજ સાચો પ્રેમ નથી. વિદ્યાસુંદર એનો વિરોધી છે. પ્રેમ બુદ્ધિને ઘડીભર ભૂલાવામાં નાંખે છે. હૃદય એના ગુણો પર મુગ્ધ બનીને તેની તરફ ખેંચાય છે ત્યારે જ તેની સાથે રહેવાની સ્પૃહા અને ભક્તિ જાગે છે, અને એનું જ ફળ સહૃદયતા અને પરિણામ આત્માને ભૂલી જઈ આત્મ ત્યાગ કરવો એ છે. એજ સાચો પ્રણય છે. શેકસપીઅર, વાલ્મીકિ અને શ્રીમદ્ ભાગવતના રચનાર વ્યાસમુની પણ એના કવિ છે, એ પ્રેમ કેવળ બાહ્ય દેખાવથી ઉત્પન્ન નથી થતો. પ્રથમ બુદ્ધિથી ગુણની પરીક્ષા થાય છે. ગુણની પરીક્ષા પછી તેને મેળવવાની લાલસા જાગે છે. એ લાલસા તૃપ્ત થયા પછી સંસર્ગ થાય છે, અને સંસર્ગથી પ્રેમ અને પ્રેમથી આત્મત્યાગ થાય છે, અને એને જ હું વાસ્તવિક પ્રેમ કહું છું. સ્ત્રી પુરુષનો પ્રેમ પણ મારી સમજ પ્રમાણે આવો જ છે, પ્રેમનું મૂલ્યાંકન બીજી રીતે પણ થાય છે. સ્નેહ એક જ કારણથી ઉપસ્થિત થતો નથી. તેના બધાં કારણો બુદ્ધિ ભૂલાવામાં પડે છે એ છે. જે પ્રેમ બુદ્ધિના ભૂલાવામાં પડવાથી ઉત્પન્ન થાય છે તે ચિરસ્થાયી હોતો નથી. રૂપથી ઘેલા બનવું એ પ્રેમ નથી. રૂપ નિહાળવાથી જે ચિત્ત વિકાર ઉત્પન્ન થાય છે તે શાંત થતો નથી ને ઉત્તરોત્તર વધે છે. રૂપનો વારંવાર ઉપભોગ કરવાથી પણ તૃપ્તિ થતી નથી. કારણકે રૂપનો વિકાસ ક્ષણે ક્ષણે બદલાયા જ કરે છે, નિત્ય નવા નવા શૃંગારથી નવા આકારે પ્રકાશિત બને છે. રૂપથી પણ પ્રેમ ઉત્પન્ન થાય છે અને ગુણથી પણ પ્રેમ ઉત્પન્ન થાય છે. કારણકે એ બંને પ્રણયના પુરક છે. એ બંનેના આસંગથી લિપ્સા ઉપજે છે,

જો રૂપ અને ગુણ બંને એક સાથે જ હોય છે તો પ્રણય શી ઉત્પન્ન થાય છે. એક વાર પ્રેમના સંસર્ગ—ફળની જડ મજબૂત થઇ બાદ રૂપ રહે કે ના રહે તેની પરવા કરવામાં આવતી નથી. રૂપવા અને રૂપહીનમાં પરસ્પર પ્રેમ હોવો એ એનું સુંદર પ્રમાણ છે.

ગુણથી ઉત્પન્ન થયેલો પ્રેમ જરૂર ચિરસ્થાયી થાય છે પ ગુણની પરીક્ષા કરવામાં સમય લાગે છે, તેથી એ પ્રેમ એકદ બળવાન બનતો નથી. ધીમે ધીમે થાય છે પણ રૂપથી ઉત્પન્ન થયેલ પ્રેમ એકદમ પરાકાષ્ઠા સુધી પહોંચી જાય છે, તેની પ્રથમ આસક્તિ બળ એટલું દુર્દમનીય હોય છે કે તે દ્વારા બીજી બધી વૃત્તિઓ દબાઈ જાય છે. મોહ શું છે—પ્રેમ સ્થાયી છે કે નહિ તે પિછાણ સહેલું નથી. તે પિછાણવાની તમારામાંયે શક્તિ નથી. કદાચ તં પણ એ મોહને ચિરસ્થાયી પ્રેમ સમજી બેઠા હતા. એ મોહન પ્રથમાવેશમાં સૂર્યમુખી પર તમારો જે સ્થાયી પ્રેમ હતો તે તમાર આંખોમાંથી અદૃશ્ય થઈ ગયો. એ તમારી ભૂલ હતી. આવી ભૂ મનુષ્ય માત્રની થાય છે, આથી હું તમારી નિંદા કરતો નથી. પ સલાહ આપું છું કે હવે એનાથી સુખી થવાનો યત્ન કરો.

તું નિરાશ થઇશ નહિ. સૂર્યમુખી જરૂર પાછી આવશે. તારાર જૂદી પડી તે કેટલા દિવસ રહી શકશે? હજી સુધી તે કેમ પાછ ફરી નથી એજ આશ્ચર્ય છે. કુંદન તરફ સ્નેહ રાખજે, તારા પત્રર જ્યાં સુધી હું સમજ્યો છું ત્યાં સુધી તો ખાત્રી થાય છે કે તે પ ગુણહીન નથી. રૂપનો મોહ કાળક્રમે ઘટે છે અને સમય આવે તેમાંર સ્થાયી પ્રેમ પણ ઉદ્ભવે છે. આમ થશે ત્યારે તું સુખી થઈ શકીશ અને જો પહેલી સ્ત્રી ના મળે તો તું એને ભૂલી જવાનો યત્ન કરજે નવી વહુનો પણ તારા પર પ્રેમ છે. તેના પ્રેમનો કદી પણ અનાદ કરીશ નહિ કારણકે પ્રેમ જ એક એવી ચીજ છે કે જેમાં મનુષ્યન એક માત્ર નિર્મળ અને અક્ષય સુખ છે. પ્રેમ જ મનુષ્ય જાતિન

ઉન્નતિનો અંતિમ ઉપાય છે. મનુષ્ય મનુષ્યમાં પરસ્પર પ્રેમ થવાથી મનુષ્ય દ્વારા સંસારમાં અનિષ્ટ થવાનો ભય રહેતો નથી.

તારો હરદેવ

[ નગેન્દ્રનો પ્રત્યુત્તર ]

પ્રિય ભાઈ,

તારો પત્ર મળતાં પણ માનસિક દુઃખને કારણે આટલા દિવસ હું જવાબ આપી શક્યો નથી. માફ કરજે. તેં જે લખ્યું છે તે બરાબર લખ્યું છે. બધી વાત હું સમજી શકયો છું, પણ હું હવે ઘરમાં રહીને મારા ચિત્તને સ્થિર રાખી શકતો નથી. સૂર્યમુખીને ચાલી ગયાને એક માસ થઈ ગયો તો પણ હજી તેના કંઈ સમાચાર મળ્યા નથી, તે જે રાહ પર ગઈ છે એ જ રાહ પર જવાનો મેં સંકલ્પ કર્યો છે. હું પણ ગૃહનો ત્યાગ કરીશ. ગામે ગામ તેની શોધમાં ફરતો રહીશ. જો તે મળશે તો તેને સાથે લઈને જ પાછો વળીશ નહિ તો કદી પાછો ફરનાર નથી. કુંદન સાથે હું હવે ઘરમાં રહી શકું એમ નથી. તે હવે મારી આંખોમાં કાંટા સમાન ખૂંચે છે, તેમાં દોષ એનો નહિ પણ મારો છે પણ હવે હું એનું મોં જોવા ઇચ્છતો નથી. પહેલાં મેં એને કશું ન હતું પણ હવે રોજ હું એને મહેણાં મારું છું તે રડે છે. હું શું કરું? હું ઘર છોડવા તૈયાર છું. બહુજ થોડા વખતમાં આપણો મેળાપ થશે. તમને મળીને હું કયાંક ચાલ્યો જઈશ.

તારો નગેન્દ્ર.

નગેન્દ્રે જેમ લખ્યું હતું તેમ જ કર્યું. જમીનદારીનું કામકાજ દીવાનના હાથમાં સોંપી પોતે મુસાફરીનું બહાનું કાઢી તે નીકળી પડયો. કમલ કલકત્તા ચાલી ગઈ હતી, આથી કુંદન એકલી મહેલમાં રહી અને મહામાયા તેની સેવામાં નિયુક્ત થઈ.

નગેન્દ્રનાથનું મોટું મકાન સૂનું પડયું, સર્વત્ર અંધકાર પ્રસરી ગયો. જેમ અનેક દીપકોથી ઝગમગતી, ઘણાં લોકોથી ભરેલી, ગીત—

વાદ્યોથી પરિપૂર્ણ નાટયશાળા નાટક સમાપ્ત થતાં અંધકાર, જનશૂન્ય અને નિઃશબ્દ બને છે તેમ આ વિશાળ ભવન પણ સૂર્યમુખી અને નગેન્દ્રના ચાલ્યા જવાથી અંધકારમય બની ગયું. જેમ નાનું બાળક રંગીન રમકડાંને લઈને એક બે દિવસ રમીને રમકડાંને તોડી ફોડીને ફેંકી દે છે અને પછી તે તરફ નજર પણ નાખતું નથી તે ગમે ત્યાં પડી રહે તેની પરવા પણ કરતું નથી તેમ કુંદન પણ તૂટયા ફૂટયા રમકડાં જેવી નગેન્દ્રની ઉપેક્ષા પામી ને તે વિશાળભવનમાં એકલી રહેવા લાગી. આ તરફ બિચારો નગેન્દ્ર પણ સૂર્યમુખીના વિરહમાં ગામે ગામ ભટકવા લાગ્યો. જેમ વનમાં દાવાનળ લાગે અને પક્ષીનાં બચ્ચાં માળા સહિત સળગી ઊઠે ને ચણ લેવા ગએલી બચ્ચાંની મા આવીને જુએ તો વૃક્ષ ના હોય, માળો ના હોય, અને બચ્ચાં પણ ના હોય ત્યારે ત્યારે તે વિરહી માતા માળાની શોધમાં આર્તનાદ કરતી તે બળતા જંગલ ઉપર ચક્કર મારતી ઘૂમી રહે છે તેમ નગેન્દ્ર પણ સૂર્યમુખીની શોધમાં ચક્કર મારીને ગામે ગામ ઘૂમવા લાગ્યો. જેમ અગાધ પાણીમાં હીરો પડી જાય ને ખૂબ શોધ કરવાથી પણ હાથ આવતો નથી તેમ સૂર્યમુખી પણ તપાસ કરતાં ના મળી.

## ૩૨

લૂગડાંના ચીંથરામાં બાંધેલી આગની માફક દેવેન્દ્રની મોહિની મૂર્તિ મહામાયાના હૃદયની અંદર ને અંદર વધુ ને વધુ જલાવા પ્રજળવા લાગી. કેટલીએ વાર મહામાયાએ ધર્મ, ભય અને લોકલજ્જાને ત્યાગી પ્રણયના પ્રબળ વેગમાં ધસડાઈ લુપ્ત થવાનું પસંદ કર્યું પણ દેવેન્દ્રનું સ્નેહહીન અને ઇન્દ્રિયપરાયણ ચરિત્રના સ્મરણે તેને સુરક્ષિત રાખી. મહામાયા મન રોકવામાં વિલક્ષણ ક્ષમતા રાખતી હતી અને એ ક્ષમતાને કારણે તે વિશેષ ધર્મપરાયણ ન હોવા છતાં યે હજી સુધી તે પોતાના સતીત્વ ધર્મની રક્ષા કરી શકી હતી. આ ક્ષમતાના ગુણને લીધે દેવેન્દ્ર પ્રતિ થએલા અનુરાગને અપાત્ર સમજી પોતાના મનને કાબૂમાં રાખ્યું હતું. ચિત્ત સંયમ માટે પોતે પૂર્વવત્ દાસીનું કામ કરવાનું પસંદ કર્યું હતું. બીજાના ઘરકામમાં ચિત્ત પરોવી તે નિષ્ફળ અનુરાગના વિચારોને ભૂલવા યત્ન કરવા તૈયાર થઈ. નગેન્દ્ર જ્યારે કુંદનને ગોવિંદપુરમાં રાખીને દેશાટન કરવા તૈયાર થયો ત્યારે મહામાયાએ નગેન્દ્ર પાસે આવીને દાસીના કામ પર નિયુક્ત કરવા આરજુ ગુજારી. નગેન્દ્રે કુંદનનો અભિપ્રાય જાણી તેની સેવામાં તેને રોકી લીધી.

મહામાયાને દાસી તરીકે રહેવાનું એક બીજું પણ કારણ હતું. મહામાયાએ ધનસંપત્તિની લાલચે કુંદનને નગેન્દ્રની ભવિષ્યની પત્ની સમજીને પોતાની પાસે રાખવાનો યત્ન કર્યો હતો. તે માનતી હતી કે નગેન્દ્રનું ધન કુંદનના હાથમાં આવશે અને કુંદન પાસેથી તે મેળવી શકશે. હવે કુંદન નગેન્દ્રની ગૃહિણી થઈ હતી. પણ પૈસા ટકા રાખવાનો અધિકાર હજી તેના હાથમાં આવ્યો ન હતો. મહામાયાને પણ તેથી હવે ધન મળવાની આશા રહી નહિ. હવે તે કુંદન પાસેથી

ધન લેવાનું ચાહતી પણ ન હતી. જો કુંદન પાસેથી ધન મળત તો પણ હવે તે તેને વિષ તુલ્ય સમજતી હતી.

મહામાયા પોતાની નિષ્ફળ પ્રણય વેદનાને કોઈ ને કોઈ રીતે સહન કરી શકતી હતી પણ કુંદન પ્રતિ દેવેન્દ્રનો જે અનુરાગ હતો તે સહન કરી શકતી ન હતી. જ્યારે મહામાયાએ સાંભળ્યું કે નગેન્દ્ર દેશ ભ્રમણ કરવા જાય છે અને કુંદન ગૃહસ્વામિની બનીને એકલી રહેશે ત્યારે હરિદાસી સાધ્વીની યાદ આવવાથી તેને ઘણો ડર લાગ્યો. તે હવે કુંદન પાસેથી ધન મેળવવાની આશાએ આવી ન હતી પણ હરિદાસીની અવરજવરના માર્ગમાં કંટક બનવા આવી હતી. હરિદાસીની મુલાકાત કુંદન સાથે ના થાય તેનો ચોકી પહેરો રાખવા આવી હતી.

તો શું તે કુંદનની ભલાઈ માટે આ પગલું ચાહતી હતી? ના. તે કુંદન ઉપર ગુસ્સે થઈ હતી. કુંદનની ભલાઈની વાત તો બાજુ પર રહો પણ કુંદનને દુઃખી જોઈ તે બેહદ ખુશી થતી. કુંદન પર દેવેન્દ્રનો અનુરાગ થયો એજ મહામાયાની ઈર્ષ્યાનું કારણ હતું. આથી જ પોતાનો સ્વાર્થ સાધવા માટે દાસીવૃત્તિ સ્વીકારી હતી. કદાચ દેવેન્દ્ર મળી જાય એજ આકાંક્ષાએ મહામાયાએ નગેન્દ્રની નવી પત્નીને પોતાની નજર નીચે રાખી હતી.

કુંદનને લાગ્યું કે મહામાયા દરેક વાતમાં ડહાપણ કરે છે. તેની રીતભાત બધી કૃત્રિમ લાગે છે તે પોતે દાસી હોવા છતાંએ પોતાની તરફ અશ્રદ્ધા ભરી દૃષ્ટિએ જુએ છે અને વાત વાતમાં અપમાન કરે છે. કુંદન શાંત સ્વભાવની હતી. મહામાયાના વ્યવહારથી અત્યંત કંટાળી હતી તો પણ તેને કંઈ કહેતી નહિ. જ્યારે કુંદન શાંત હતી ત્યારે મહામાયા બરોબર તેની પ્રતિકૂળ હતી. કઠોરતા તેના રોમેરોમમાં ભરી હતી. આથી કુંદન ગૃહિણી હતી તો પણ તે દાસીની પાસે દાસીની માફક રહેવા લાગી. અને મહામાયા દાસી હતી તે દાસી મટીને ગૃહિણીની પણ ગૃહિણી બની બેઠી. પડોશની સ્ત્રીઓ કુંદનનું દુઃખ જોઈ મહામાયાને ધુતકારતી હતી પણ તે બોલવાવાળી એવી

જબરી હતી કે કોઈનું તે સાંભળતી નહિ. ને કહેનારને ચૂપ કરી દેતી હતી.

દીવાનજીએ આ બધા સમાચાર સાંભળી મહામાયાને બોલાવીને કહ્યું: "તું તારે ઘેર જા. તને રજા આપવામાં આવે છે."

"તમે રજા આપનાર કોણ? મને શેઠ પોતે રાખી ગયા છે. જ્યાં સુધી તે મને જવાનું કહેશે નહિ ત્યાં સુધી હું જઈશ નહિ. તમારામાં જેવી મને કાઢવાની હિંમત છે તેવી મારામાં અહીં રહેવાની હિંમત છે. શેઠ તમને જમીનદારીનું કામકાજ સોંપી ગયા છે તેમ મને પણ ઘરનું કામકાજ સોંપી ગયા છે."

આ સાંભળી દીવાનજી અવાક્ થઈ ગયા. અપમાનના ડરથી તે વધુ કાંઈ બોલ્યા નહિ. મહામાયા પોતાના બાહુબળે ટકી રહી. સૂર્યમુખી સિવાય એને કોઈ કહી શકતું ન હતું.

એક દિવસ મહામાયા મહેલની અંદરની ફૂલવાડીના લતામંડપમાં એકલી સૂતી હતી. જ્યારથી સૂર્યમુખી અને નગેન્દ્ર ગૃહત્યાગીને ચાલ્યાં ગયાં હતાં ત્યારથી તે ફૂલવાડીનું ધ્યાન રાખતી હતી. તે તેમાં સ્વચ્છંદ બનીને ઘૂમતી હતી ને જ્યાં મન ફાવે ત્યાં સૂતી હતી. સંધ્યા સમય વીતી ચૂક્યો હતો, આકાશમાં પૂર્ણ ચંદ્ર શોભાયમાન હતો, તેની જ્યોત્સ્ના મનને મોહ પમાડે એવી હતી. ફૂલવાડીના વૃક્ષો અને લતાઓના પાન પર તેના કિરણો પ્રતિફલિત થતા હતા. તે પાનના છિદ્રોમાંથી પસાર થઈ સંગેમરમરના પ્રાસાદ પર અપૂર્વ શોભા આપી રહ્યા હતા. અને તેની સમીપ તળાવનો સંધ્યાકાળનો વાયુ સ્વચ્છ તરંગો સાથે નૃત્ય કરી રહ્યો હતો. ફૂલવાડીના ખીલેલા પુષ્પોની સુગંધથી દશે દિશાઓ આમોદિત થઈ રહી હતી. તે સમયે મહામાયાની નજર લતામંડપની અંદર અકસ્માત એક પુરુષ પર પડી. ધ્યાનથી જોતાં માલૂમ પડ્યું કે તે દેવેન્દ્ર હતો, આજ દેવેન્દ્ર હરિદાસીના વેશમાં નહિ પણ પુરુષ પોષાકમાં જ આવ્યો હતો.

મહામાયાએ અચંબો પામી કહ્યું: "તમારું આ ખોટું સાહસ છે, કોઈ જોઈ જશે તો આપને જાનથી માર્યા વગર રહેશે નહિ."

"જ્યાં સાક્ષાત્ મહામાયા દેવી વિરાજમાન છે ત્યાં મને ડર કોનો ?" એમ કહી તે મહામાયા પાસે આવીને બેઠો. મહામાયા દ્રવિત થઈ. થોડીવાર પછી તે બોલી: "અહીં શા માટે આવ્યા છો ? જેને જોવાની આશાએ આવ્યા છો તેની મુલાકાત થશે નહિ."

"મુલાકાત તો થઈજ ચૂકી છે. હું તો તનેજ મળવા આવ્યો હતો."

મહામાયા ખુશામત ભર્યા કપટ ભાષણથી ભોળવાઈ નહિ ને હસતી હસતી બોલી: "મારું ભાગ્ય આટલું બળવાન હશે એ હું જાણતી ન હતી. જો મારો સાચેજ ભાગ્યોદય થયો હોય તો જ્યાં નિર્ભય રીતે બેસીને તમારી સાથે વાતો કરી શકું, આપનું મનોહર રૂપ જોઈને મારા પ્યાસી નેત્રોને તૃપ્ત કરી શકું ત્યાં જઈને ચાલો બેસીએ. અહીં તો અનેક વિઘ્નો છે."

"ક્યાં જઈશું ?"

જ્યાં કોઈનો ભય નથી. ચાલો તમારી ફૂલવાડીમાં હું આવું છું."

"મારે માટે કોઈનો ભય તું ના રાખીશ."

"તમારે માટે નહિ તો મારે માટે તો જરૂર ભય છેજ. તમારી પાસે મને કોઈ જોઈ જાય તો મારી શી દશા થાય ?"

દેવેન્દ્રે કચવાતાં કહ્યું: "ઠીક તો ચાલો, પણ જતાં પહેલાં તારી નવી શેઠાણી સાથે એક બે વાત કરવાની તક મળશે કે નહિ ?"

આ સાંભળતાંજ મહામાયાનું હૃદય ઇર્ષ્યાથી બળી ઊઠ્યું. તેણે ક્રોધથી ભ્રૂકુટિ ચઢાવી દેવેન્દ્ર તરફ જોયું. દેવેન્દ્રે ઝાંખા પ્રકાશમાં તેનો રોષભર્યો મૌખિકભાવ બરાબર જોયો નહિ. મહામાયાએ કહ્યું: "તમને તેનો પડછાયો પણ જોવા મળશે નહિ."

દેવેન્દ્રે હસતાં હસતાં કહ્યું: "તારી કૃપા થાય તો બધું બની શકે એમ છે."

"આપ અહીં સાવધાન થઈને બેસો. હું તેને બોલાવી લાવું છું."

આટલું કહી મહામાયા લતામંડપની બહાર ચાલી ગઈ. થોડે દૂર આવીને તે એક વૃક્ષની આડમાં બેઠી. તેની આંખમાંથી અશ્રુધારા

ચાલી. પછી તે સંભાળીને ઊઠી, પાલવથી આંસુ લૂછીને મહેલમાં પ્રવેશી. પણ તે કુંદન પાસે ન જતાં બહાર ગઈ અને પહેરેગીરોને બૂમ પાડી કહ્યું: "તમે લોકો જલદી ચાલો, ફૂલવાડીમાં ચોર આવ્યો છે."

આ સાંભળીને દૂબે, ચોબે, તિવારી અને પાંડે હાથમાં લાઠી લઈને મહેલમાં થઈને પુષ્પોદ્યાનની તરફ દોડયા. દેવેન્દ્ર દૂરથી નાગોરી બૂટનો ચમચમ અવાજ સાંભળી અને લોકોને હાથમાં લાઠી લઈને દોડતા આવતા જોઈને તુરત જ લતામંડપની બહાર નીકળીને ઝડપથી નાસવા લાગ્યો. પહેરેગીરો તેની પાછળ દોડયા. તેઓ તેને પકડવા ધારત તો પકડી શકયા હોત પણ તેને પકડયો નહિ. આથી એમ ન માનવું કે તે સહીસલામત છટકી ગયો. દિવાલ કૂદતી વખતે તેનો કંઈ સત્કાર જરૂર થયો. લાઠીના ફટકાની મજા તેને મળી કે નહિ તે તો ચોક્કસ કહી ના શકાય પણ પહેરેગીરોએ તેને "સા...લો. સસરો ચોરી કરવા આવ્યો છે?" વગેરે મધુર સંબોધનોથી તેને નવાજ્યો એ તો ચોક્કસ જ છે, પણ દેવેન્દ્રના નોકરે એક દિવસ તેની પત્નીને કહ્યું: "આજ બાબુજીને તેલ માલીશ કરતાં માલૂમ પડયું કે તેમની પીઠમાં એક લાંબો કાળો ડાઘ છે."

દેવેન્દ્રે ઘેર જઈને બે વાતનો સંકલ્પ કર્યો. એક તો એ કે તે મહામાયા જ્યાં સુધી નગેન્દ્રના ઘરમાં હશે ત્યાં સુધી ત્યાં જવાનું નામ લેવું નહિ, અને મહામાયાને તેની લુચ્ચાઈનું ફળ ચખાડવાનો બીજો સંકલ્પ હતો. અને એણે કર્યું પણ એમ જ. તક મળતાં મહામાયા પાસેથી ભરપૂર બદલો લીધો. માયાને થોડા અપરાધ માટે ભારે દંડ ભરવો પડયો. તેને એવી કઠોર શિક્ષા થઈ કે જે જોઈને દેવેન્દ્રનું પાષાણ હૃદય પણ ફાટી ગયું. પણ દેવેન્દ્રે એ બદલો કેવી રીતે વાળ્યો?

વરસાદની મોસમ છે. સારું આકાશ વાદળથી ઢંકાયેલું છે. દિનભરે વરસાદ વરસ્યો છે. આજે એક વાર પણ સૂર્યદેવનું દર્શન થયું નથી. કાશી જવાની પાકી સડકની આજુબાજુની જમીન પાણી પડવાથી કાદવવાળી થઈ ગઈ છે.

સડક પર કોઈ ચાલતું દેખાતું નથી. એવું કોણ હોય કે વરસાદમાં ફરવા નીકળે ? ફક્ત એક પથિક રસ્તામાં જઈ રહ્યો છે. તેની સૂરત ઉપરથી તે કોઈ બ્રહ્મચારી ભાસે છે. ગેરુ રંગનું વસ્ત્ર પહેર્યું છે. ગળામાં રુદ્રાક્ષની માળા છે, ભાલે રામાનંદી તિલક શોભી રહ્યું છે. જટા વગેરેનો આડંબર નથી. માથાના નાના વાળ કોઈ કોઈ પાકીને સફેદ થઈ ગયા છે. એક હાથમાં છત્રી છે અને બીજા હાથમાં કમંડળ છે. તે ભીંજાતો આવી રહ્યો છે, એક તો આજનો દિવસ અંધારો હતો અને વળી તેમાં રાતના અંધકારનું તો પૂછવું જ શું ? જાણે કે કાળી રોશનીમાં આખી પૃથ્વી ડુબી ગઈ ન હોય ! કંઈ નજરે પડતું નથી. રસ્તો સારો છે કે ખરાબ તે પણ પથિકને જણાતું ન હતું તો પણ તે તો આગળ વધતો હતો. કારણ કે એ સંસારત્યાગી બ્રહ્મચારી હતો. જે સંસારત્યાગી છે તેને માટે અંધકાર, ઉજાસ, સુપથ કે કુપથ બધું સરખું જ છે.

રાત ઘણી વીતી ગઈ છે. ધરતી કાળી ચાદર ઓઢીને ગાઢ નિદ્રામાં નિમગ્ન છે. આકાશે પણ જાણે ચકલા-ચકલીના વિયોગના દુઃખે પોતાનું મુખ કાળા વાદળમાં છૂપાવી દીધું છે. સડકની બંને તરફ જે વૃક્ષો છે તે અંધકારની દિવાલની માફક ઊભા રહેલા માલૂમ

પડે છે. આકાશમાંથી મંદ મંદ બુંદ ટપકી રહ્યાં છે. વચ્ચે વચ્ચે વીજળીઓ ચમકી ઊઠે છે પણ આલોકની અપેક્ષા અંધકાર જ સારો છે. અંધકારમાં એક પળના પ્રકાશમાં સંસાર જેવો ભીષણ દેખાય છે તેવો આનુક્ષણિક અંધકારમાં દેખાતો નથી.

"ઓ...મા !"

અંધકારમાં જતા પથિકને તે કરુણ શબ્દ અચાનક કાને અથડાતાં તે ચમક્યો. આકાશવાણીની માફક તેના કર્ણપટે તે શબ્દો અથડાયા તો પણ તે એટલું તો નક્કી કરી શક્યો કે એ શબ્દો કોઈ પીડિત મનુષ્યના કંઠમાંથી નીકળી રહ્યા છે. શબ્દ અત્યંત ખિન્ન અને દુઃખવ્યંજક હતા. બ્રહ્મચારી માર્ગમાં ઊભો રહ્યો. ક્યારે વીજળી થાય એની પ્રતિક્ષા કરવા લાગ્યો. વીજળી થોડી થોડીવારે ચમકી રહી હતી. તેના પ્રકાશમાં પથિકે સડકની બાજુમાં કોઈ પડેલું જોયું. તેને મનમાં થયું કે કોઈ આદમી પડ્યો લાગે છે. એક વાર ફરી એણે પ્રકાશની પ્રતિક્ષા કરી. બીજીવારના પ્રકાશમાં જ્યારે તે નિશ્ચય કરી શક્યો કે કોઈ આદમી તો છે જ. ત્યારે તેણે બૂમ પાડી કહ્યું: "રસ્તામાં એ કોણ પડ્યું છે ?"

કંઈ ઉત્તર ન મળ્યો. પુનઃ પૂછ્યું, આ વખતે કંઈ ધીમો અવાજ તેના કાને પડ્યો. બ્રહ્મચારીએ છત્રી ને કમંડળ માર્ગમાં મૂકી હાથથી અહીં તહીં ફંફોળવા લાગ્યો. તુરત જ કોઈ મનુષ્યના ગાલ પર તેનો હાથ પડ્યો. માથા પર હાથ ફેરવતાં લાંબા વાળને સ્પર્શ થયો. તે બોલ્યો: "અરે ભગવાન, આ તો કોઈ સ્ત્રી છે !"

બ્રહ્મચારીએ ઉત્તર મળવાની રાહ ન જોતાં તે બેહોશ સ્ત્રીને બંને હાથથી ઉઠાવી લીધી. તેની છત્રી અને કમંડળ ત્યાં જ પડ્યાં રહ્યાં. બ્રહ્મચારી સડક છોડીને તે અંધકારમાં મેદાન ઓળંગી ગામ તરફ ચાલ્યો. તે એ તરફના તમામ રસ્તા, ઘાટ, ગામ-ઘર બધું જ જાણતો હતો. તેનું શરીર બહુ બળવાન ન હતું તો પણ બચ્ચાંની માફક તે સ્ત્રીને ગોદમાં ઉંચકીને નિઃશબ્દ ઘોર રાત્રીમાં એ દુર્ગમ

માર્ગને પાર કરતો આગળ વધ્યો. જે લોકો પરોપકારી છે, બીજાના પ્રેમથી જેનું હૃદય બલિષ્ઠ છે તે શારીરિક બળનો અભાવ કદી મનમાં લાવતા નથી.

ગામની પાસે બ્રહ્મચારીની એક કુટિર મળી. નિશ્ચેષ્ટ સ્ત્રીને ગોદમાં લઈને કુટિરના દ્વાર સમીપ આવી પહોંચ્યો. તેણે બૂમ પાડીઃ "દેવી ઘરમાં છો?" કુટિરની અંદરથી એક સ્ત્રીએ કહ્યુંઃ "આ તો બ્રહ્મચારીજીનો સ્વર માલૂમ પડે છે. મહાત્માજી, ક્યારે આવ્યા?"

"હમણાં જ ચાલ્યો આવું છું. જલદી દરવાજા ખોલો."

હર્ષદેવીએ કુટિરના દ્વાર ઉઘાડયાં. બ્રહ્મચારીએ તેને દીવો સળગાવવાનું કહી તે સ્ત્રીને ગોદમાંથી ઉતારી ધીમે ધીમે જમીન પર સૂવાડી. હર્ષદેવીએ દીવો સળગાવ્યો. દીવા ને તે મરણોન્મુખ સ્ત્રીના મુખ સમીપ લાવી બંનેએ ગૌરવભરી રીતે તેને જોઈ.

જોયું તો તે વૃદ્ધા ન હતી. પણ તેના શરીરની હાલની અવસ્થા જોતાં તેની ઉંમર સમજવી કઠિન છે. તેનું શરીર બહુ જ દુર્બળ છે. કોઈ સમયે તે સુંદર હશે એવું અનુમાન થઈ શકે છે. પણ હવે તે સુંદરતા રહી ન હતી. ભીના થયેલાં કપડાં અને તે પણ બહુ મેલાં હતાં અને સેંકડો જગાએથી ફાટેલાં હતાં. ભીના થયેલા વાળ તેલ વિનાના કોરા હતા જાણે વર્ષોથી તેને તેલ અડકયું ના હોય! આંખ ઊંડી ઉતરી ગઈ હતી જે આ સમયે બંધ હતી. શ્વાસોચ્છ્વાસ ચાલી રહ્યો હતો પરંતુ ચૈતન્ય ન હતું. જાણે હમણાં જ તેનું પ્રાણ પંખેરું ઊડી જશે એમ લાગતું હતું.

"આ ક્યાંથી મળી?" હર્ષદેવીએ પૂછ્યું.

બ્રહ્મચારીએ સવિસ્તર વાત કરી તેનો પરિચય આપીને કહ્યુંઃ "હું તેનો અંતકાળ થોડા વખતમાં જ જોઈ રહ્યો છું. તોપણ દેવતા સળગાવી ગરમી આપીએ ને શેક કરીએ તો કદાચ બચી પણ જાય. હું કહું છું એમ કરી તો જુઓ."

હર્ષદેવીએ બ્રહ્મચારીના આદેશ અનુસાર તેના શરીરના ભીના કપડાં બદલાવી પોતાનાં કપડાં ઘણી હોશિયારીથી પહેરાવી દીધાં. કોરા કપડાંથી તેના માથાના વાળ અને તેનું શરીર લૂછી નાખ્યું. પછી તે દેવતા સળગાવી શેક કરવા લાગી. બ્રહ્મચારીએ કહ્યું: "મને લાગે છે કે એણે ઘણા દિવસથી કંઈ ખાધું લાગતું નથી. જો ઘરમાં દૂધ હોય તો થોડું થોડું તેના ગળામાં રેડી પીવડાવવા યત્ન કરી જુઓ."

હર્ષદેવીને ત્યાં એક ગાય હતી. અને ઘરમાં દૂધ પણ હતું. તે ઝટપટ દૂધને જરા ગરમ કરી થોડું થોડું તેના મોંમાં આપવા લાગી. તે સ્ત્રીને ગળે દૂધ ઉતર્યું. થોડીવાર પછી પેટમાં દૂધ જતાં તેની આંખો ખૂલી. તે જોઈને હર્ષદેવીએ પૂછ્યું: "બેટા, તું ક્યાંથી આવે છે?"

તે સ્ત્રીએ તૂટતા સ્વરે કહ્યું: "હું ક્યાં છું?"

"તને રસ્તામાં બેહોશ પડેલી જોઈને અહીં લાવ્યો છું. તુ ક્યાં જવા ઈચ્છે છે?" બ્રહ્મચારીએ કહ્યું.

"ઘણે દૂર જવું છે."

"માથામાં કુમકુમ ને હાથમાં બંગડી જોતાં જણાય છે કે તું સધવા છે નહિ?" હર્ષદેવીએ પૂછ્યું.

પીડિત સ્ત્રીએ ભોંય તરફ નજર નાખી. હર્ષદેવી આ પ્રશ્ન માટે સંકોચ પામી. બ્રહ્મચારીએ પૂછ્યું: "બેટી, તને શું કહીને બોલાવું? તારું નામ શું છે?"

તે અનાથ સ્ત્રીએ કહ્યું: "મારું નામ સૂર્યમુખી છે."



# ૩૪

સૂર્યમુખીની બચવાની આશા ન હતી. બ્રહ્મચારીને તેના રોગનું કારણ ન સમજાતાં બીજે દિવસે એક વૈદને બોલાવ્યો.

રામકૃષ્ણરાય વૈદનું ઘર તે ગામમાં હતું. તે ઘણા હોશિયાર હતા, ચિકિત્સામાં તે નિપુણ હતા, ગામમાં તે પ્રખ્યાત હતા, તે દવા આપવામાં સિદ્ધહસ્ત હતા. તેમણે રોગનું લક્ષણ જોઈને કહ્યું: "તેને ખાંસીની બિમારી છે, સાથે સાથે તાવ પણ આવે છે ઈલાજ કરવાથી બચી પણ જાય."

આ વાત સૂર્યમુખીથી થોડે દૂર જઈ કરવામાં આવી કે જેથી તે સાંભળી શકે નહિ. વૈદરાજે ઔષધની વ્યવસ્થા કરી, તેને અનાથ સમજીને ફી કે ઔષધના પૈસાની ચર્ચા ન કરી. તે લોભી ન હતા. તેના હૃદયમાં દયા હતી. દીન દુઃખીઓને મફત દવા આપતા હતા, તેમના ગયા પછી બ્રહ્મચારીજીએ હર્ષદેવીને કોઈ કામસર મોકલી પોતે વિશેષ વાર્તાલાપ કરવા માટે સૂર્યમુખી પાસે આવીને બેઠા. સૂર્યમુખીએ ધીમેથી કહ્યું: "મારે માટે આપ શા માટે આટલી મહેનત કરો છો? મારે માટે આટલી બધી તકલીફ લેવાની શી જરૂર છે?"

"એમાં મને તકલીફ શી છે? એ તો મારું કર્તવ્ય છે. મારું કોઈ નથી. હું તો બ્રહ્મચારી છું. બીજા પર ઉપકાર કરવો એ જ મારો ધર્મ છે. જો આજ હું તારી સેવામાં નિયુક્ત ન હોત તો તમારે બદલે બીજી કોઈ પીડિત વ્યક્તિની સેવા કરત."

"તો આપ મને અહીં રાખીને કોઈ બીજાનું ભલું કરવા જાઓ. આપ બીજાનું ભલું કરી શકો છો–મારું ભલું આપ નહિ કરી શકો."

"કેમ?"

"મને જીવાડવામાં આપ ઉપકાર સમજતા નહિ. મારું જીવન ભાર રૂપ છે. મૃત્યુ જ મારે માટે ઉત્તમ છે, મને મરવા દો. કાલે રાત્રે જ્યારે હું સડક પર પડી હતી ત્યારે મને પૂરી આશા હતી કે હવે હું મરીશ. આપે મને શા માટે બચાવી?"

"તારા ઉપર એવું તે કયું દુઃખ પડયું છે તે હું જાણુતો નથી, પણ ગમે તેટલું દુઃખ પડે તોય આત્મહત્યા કરવી એ મહાપાપ છે. આત્મહત્યા કદી પણ કરીશ નહિ. આત્મઘાત કરવો એ બીજાને માર્યા બરાબરનું જ પાપ છે."

"હું આત્મહત્યા કરવાનો યત્ન કરતી નથી. મારું મૃત્યુ જ પોતે આવીને ઊભું હતું, તેથી એવી આશા કરી હતી, પણ મૃત્યુમાં પણ મને સુખ નથી." સૂર્યમુખીનું ગળું ભરાઈ આવ્યું ને આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

"જેટલી વાર મરવાની વાત થઈ છે તેટલી વાર તારી આંખોમાં અશ્રુ આવે છે. તો પણ તું મરવા ચાહે છે? મા! હું તારા સંતાન સમાન છું. મને પુત્ર સમજીને તારાં મનનું કષ્ટ કહે. જો તારા દુઃખને દૂર કરવાનો ઇલાજ મારાથી થશે તો હું જરૂર કરીશ. આ વાત કહેવા માટે જ મેં હર્ષદેવીને બહાર મોકલી દઈને એકાંતમાં તારી પાસે આવીને બેઠો છું. તારા મનમાં જે અસહ્ય પીડા છે તે હું સમજું છું. તે તું વ્યક્ત શામાટે નથી કરતી? મને તારો સંતાન સમજીને કહે."

સૂર્યમુખીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે બોલીઃ "હવે કેવળ મૃત્યુ જ બાકી રહ્યું છે. તે સમયે લજ્જા પણ કોની રાખું? મારા મનમાં બીજું કંઈ દુઃખ નથી પણ મૃત્યુ સમયે સ્વામીનું દર્શન નહિ થાય તે જ છે. દુઃખ તો કેવળ આજ છે. બાકી તો

મૃત્યુમાં જ સુખ છે, પણ જો તેના દર્શન વિના મરું તો મૃત્યુમ
પણ દુઃખ છે. જો આ સમયે તેને એકવાર નિહાળી લઉં તે
મૃત્યુમાં પણ સુખ છે."

બ્રહ્મચારીએ પોતાની આંખો લૂછી કહ્યું: "તારા સ્વામી કય
છે? હું તને તેમની પાસે લઈ જાત પણ તારી પ્રકૃતિ લઈ જવ
યોગ્ય નથી. જો તે ખબર આપવાથી આવી શકે એમ હોય તો હુ
તેમને પત્ર દ્વારા ખબર મોકલી આપીશ."

સૂર્યમુખાનો કરમાયેલો ચહેરો ખીલી ઊઠ્યો, પણ તુરત
ઉદાસીનતા છવાઈ ગઈ. તે ભગ્ન ઉત્સાહથી બોલી "જો તે ધા
તો આવી શકે એમ છે, પણ તે આવશે કે નહિ તે હું કહી શકત
નથી. હું તેમની અપરાધિની છું, પણ તે દયાળુ છે તેથી ભરોસે
છે કે તે મને ક્ષમા આપશે, પણ તે અહીંથી ઘણા દૂર છે. આવવામ
પણ સમય તો લાગશે જ ને? શું હું એટલા દિવસ જીવી શકીશ?

"તે જ્યાં રહે છે તે જગા અહીંથી કેટલી દૂર છે?"

"હરિપુર જિલ્લામાં."

"તો તો તે જલદીથી આવી પહોંચશે. ગભરાઈશ નહિ. હ
તને કંઈ થવાનું નથી. તારા લક્ષણ જીવવાના છે."

આટલું કહી બ્રહ્મચારીજી કાગળ ને કલમ લઈ આવ્યા, અ
સૂર્યમુખીના કથન અનુસાર પત્ર લખ્યો—

"હું આપનો પરિચિત નથી. હું બ્રાહ્મણ છું. બ્રહ્મચર્યાશ્રમમ
રહું છું. આપ કોણ છો એ પણ હું જાણતો નથી. કેવળ એટલું
જાણું છું કે સૂર્યમુખી આપની સ્ત્રી છે, તે મધુપુર ગામમાં ક્યાંક
રખડતી રઝળતી આવીને સખ્ત બિમાર થઈ ગઈ છે. અને તે હવે
દેવી સાધ્વીના ઘરમાં છે. જો કે તેની સારવાર થઈ રહી છે તો પ
તેની બચવાની આશા બહુ થોડી છે. તેના મનમાં એક લાલસા
કે મૃત્યુ સમયે એક વાર આપના ચરણોના દર્શન થઈ જાય. આ
જો એના અપરાધ ક્ષમા કરી શકો એમ હો તો એકવાર જ

અહીં આવી જશો. હું તેને માતા કહીને બોલાવું છું. પુત્રવત્ તેની સેવા કરું છું. તેની અનુમતિથી આ પત્ર મેં લખ્યો છે. તે સ્વયં પત્ર લખી શકે એટલી તેનામાં શકિત નથી.

જો આવવાનો વિચાર થાય તો રાણીગંજને માર્ગે આવશો. રાણીગંજમાં આવીને આપ મહાત્મા માધવચંદ્ર ગોસ્વામીને મળજો અને મારું નામ એમને કહેજો. તેઓ કોઈ માણસને આપની સાથે મોકલશે, આથી મધુપુરમાં ઠેકાણું શોધવા આપને રખડવું પડશે નહિ. આવવું હોય તો તુરત જ આવી જશો, આવવામાં વિલંબ થતા કદાચ પરિશ્રમ વ્યર્થ જશે.

—શિવાનન્દ શર્મા "

પત્ર લખીને બ્રહ્મચારીએ પૂછ્યું: " આ પત્ર કોના નામથી મોકલવાનો છે ?"

સૂર્યમુખીએ કહ્યું: " હર્ષદેવી આવશે એટલે નામ કહીશ. "

હર્ષદેવીના આવ્યા પછી નગેન્દ્રનાથનું નામ કવર પર લખી બ્રહ્મચારીજી પોતે ડાક ઘરમાં કાગળ નાખવા ગયા, ડાક ઘર તે ગામમાં જ હતું.

જ્યારે બ્રહ્મચારીજી કાગળ હાથમાં લઈ ડાક ઘરમાં નાખવા ગયા ત્યારે સૂર્યમુખી બે હાથ જોડી ગદ્ગદ્ કંઠે અશ્રુભરી આંખોથી ઈશ્વરની પ્રાર્થના કરવા લાગી: " હે ભગવન્! જો આપ સત્ય સ્વરુપ હો. આપ એ જાણતા હો કે પતિમાં મારી સાચી ભકિત છે તો એવું કરજો કે આ પત્ર સફળ થાય. સ્વામીની ચરણભકિત સિવાય બીજું કંઈ હું જાણતી નથી. જો એનાથી બીજો ધર્મ હોય તો હું એ ધર્મથી સ્વર્ગનું સુખ પણ ચાહતી નથી. હું મૃત્યુ સમયે સ્વામીના મુખનું દર્શન કરું એજ ચાહું છું. "

પત્ર નગેન્દ્રને ના મળ્યો. કારણ કે પત્ર ગોવિન્દપુર પહોંચે તે પહેલાં ઘણા દિવસ અગાઉ નગેન્દ્ર દેશપર્યટને ઘર છોડી નીકળી પડયો હતો. ટપાલીએ એ પત્ર દીવાનજીને આપ્યો.

નગેન્દ્ર જતી વખતે દીવાનજીને કહી ગયો હતોઃ "હું જ્યાં જઇશ ત્યાંથી પત્ર લખીશ, મારા લખ્યા પ્રમાણે મારા નામની ટપાલ ત્યાં મોકલી આપજો." આ પહેલાં નગેન્દ્રે પટનાથી પત્ર લખ્યો કે હું જળમાર્ગે કાશી જઇ રહ્યો છું. જ્યારે ત્યાં પહોંચીને હું પત્ર લખું ત્યારે મારા નામની ટપાલ વગેરે ત્યાં મોકલી આપશો. દીવાનજીએ નગેન્દ્રની સૂચનાનુસાર પત્રની રાહ જોતા બ્રહ્મચારીનો પત્ર રાખી મૂકયો.

નગેન્દ્ર કાશી જઈ પહોંચ્યો. દીવાનજીને પોતાનું ઠેકાણું મોકલી આપ્યું. દીવાનજીએ બીજા પત્રો સાથે શિવાનંદ બ્રહ્મચારીનો પત્ર પણ મોકલી આપ્યો. પત્ર વાંચી નગેન્દ્રે જાણે હજારો વીંછીઓએ ડંખ માર્યા હોય એવી વેદના અનુભવી. પોતાનું લલાટ હાથ વડે દબાવી તે બોલ્યોઃ "જગદીશ્વર! થોડા સમય માટે મારા અસ્થિર મનને સ્થિર કરો. ઈશ્વરના દરબારમાં તેની યાચના સ્વીકૃત થઈ, થોડી વાર નગેન્દ્રે વિચાર કરી તેના પ્રવાસ કારભારીને બોલાવી કહ્યું: "આજ રાતના જ હું રાણીગંજ જવા ઇચ્છું છું. જેવી વ્યવસ્થા થાય તેવી સત્વર કરો." પ્રવાસ કારભારી પ્રબંધ કરવા ગયો. નગેન્દ્ર મૂર્છિત થઈ જમીન પર ઘણી વાર સુધી પડયો રહ્યો.

જવાની ઇચ્છા ન હતી તો પણ તે રાત્રે નગેન્દ્ર કાશી છોડીને ચાલ્યો ગયો. ભુવન–સુંદરી કાશી! કોણ ભાગ્યવાન પુરુષ શરદની સોહામણી રાત્રીએ તૃપ્ત હૃદયે તને છોડીને જઈ શકે છે? ચંદ્ર અસ્ત થઈ ગયો છે. અસંખ્ય તારા આકાશમાં પ્રકાશી રહ્યા છે. ગંગાની મધ્યમાં નાવ પર ઊભા રહી જ્યાં નજર નાખો ત્યાં ચમકતા તારા દેખાઈ રહ્યા છે. તે અનંતકાળથી અનંત જ્યોતિથી જાજ્વલ્યમાન છે, કદી એની જ્યોતિ મંદ થતી નથી, ફક્ત દિવસના સૂર્યના પ્રખર પ્રકાશમાં છૂપાઈ જાય છે, આથી એમ ના સમજવું કે દિવસના તારાઓની જ્યોતિ લુપ્ત થઈ જાય છે. શરદઋતુની કૃષ્ણપક્ષની રાતમાં તારાઓના ઝગમઝાટથી નિર્મળ આકાશની અપૂર્વ શોભા નિહાળવા

ભોગ્ય હોય છે. તે તારાઓના પ્રતિબિંબ નદીના તરંગો સાથે નૃત્ય કરતા આપણી દૃષ્ટિને પોતા તરફ ખેંચે છે. જળમાર્ગે મુસાફરી કરનારાઓને રાત્રે ભૂમંડળ એક બીજું આકાશ મંડળ બની જાય છે. પત્થરનો બાંધેલો ઘાટ છે. ઘાટની ઉપર એક એકથી ઊંચા બાંધેલા પ્રાસાદ છે, જે આકાશને ચૂમી રહ્યા છે, તેની પંક્તિબદ્ધ શ્રેણીઓ પર વીજળીના દીવા સળગી રહ્યા છે. તે જાહ્નવીના સ્વચ્છ સમીરમાં પ્રતિબિંબિત થઈ તારાઓનું અનુકરણ કરી રહ્યા છે. જ્યાં જુઓ ત્યાં મનો મુગ્ધકારી દૃશ્ય દૃષ્ટિએ પડે છે. નગેન્દ્રે આ રમણીય દૃશ્ય જોઈ આંખો બંધ કરી દીધી. પ્રકૃતિની શોભા આજે તેની આંખોમાં ખૂંચવા લાગી. નગેન્દ્ર વિચારવા લાગ્યો કે શિવાનંદનો પત્ર ઘણા દિવસ પહેલાં મળેલો છે—કોણ જાણે સૂર્યમુખીની શી સ્થિતિ હશે?



## ૩૫

જે દિવસે પહેરેગીરીના લાકડીવાળા હાથે દેવેન્દ્રને ફૂલ-વાડીની બહાર નસાડ્યો હતો તે દિવસે મહામાયા મનમાં ખૂબ હસી હતી. પણ જ્યારે એણે એ બાબતનો વિચાર કર્યો ત્યારે તેને બહુ પસ્તાવો થયો. તેને થયું: "મેં તેનું અપમાન કર્યું તે ઠીક કર્યું નહિ. એણે કોણ જાણે મારા પર મનમાં કેટલો ક્રોધ કર્યો હશે ? મેં એના મનમાં પહેલાં સ્થાન લીધું નથી ત્યારે હવે તો એ આશા જ કેમ રખાય ? મારી સર્વ આશાના મિનારા ભાંગી પડ્યા. મેં મારા સ્વહસ્તે જ મારા માર્ગમાં કંટક વેર્યા છે."

આ તરફ દેવેન્દ્ર પણ પોતાના દુષ્ટ સ્વભાવને કારણે મહામાયા પાસે તે અપમાનનો બદલો લેવાની યુક્તિ રચવા લાગ્યો. તેણે માલતીને મહામાયાને બોલાવા મોકલી. તે હા–ના કરતી આખરે મળવા ગઈ. દેવેન્દ્રે કંઈપણ ક્રોધ પ્રગટ કર્યો નહિ. તેને ભૂતપૂર્વ ઘટનાની ચર્ચા ચલાવવાનો અવસર જ ન આપ્યો. તે વાતો થોડા સમય માટે ભૂલીને તેની સાથે મીઠી મીઠી વાતો કરવા લાગ્યો. જેવી રીતે કરોળિયો માખીને ફસાવવા જાળ ફેલાવે છે તેવી રીતે મહામાયાને ફસાવવા દેવેન્દ્ર પણ તેવી વાક્‌જાળ ફેલાવવા લાગ્યો. લાલચુ મહામાયા માખીની માફક તે જાળમાં ફસાઈ. તે દેવેન્દ્રની મીઠી વાતોથી મુગ્ધ થઇ તેના કપટ પ્રેમ–દર્શનથી ઠગાઈ ગઈ. તે સમજી કે સાચો પ્રેમ તો આ જ છે. દેવેન્દ્ર મારો સાચો પ્રેમી છે. મહામાયા ચાલાક હતી પણ તેની ચાલાકી આ સમયે કામ ના આવી. તેની બુદ્ધિ દેવેન્દ્રના કપટ કૌશલ્યની પારખ કરી શકી નહિ. પ્રાચીન કવિઓએ જે શક્તિને

જીતેન્દ્રિય મહાદેવની સમાધિ ભંગમાં ' ક્ષમતા–શાલિન ' કહીને વર્ણવી છે તે મોહિની શક્તિના પ્રભાવથી મહામાયાની બુદ્ધિ લુપ્ત થઈ ગઈ.

દેવેન્દ્ર બીજી વાતો પડતી મૂકીને હાથમાં વાજીંત્ર લઈ શરાબના નશામાં વગાડવાને ગાવા લાગ્યો. દેવેન્દ્રે તે સુધાશક્તિ કંઠથી ગીત ગાયું કે તે સાંભળીને મહામાયા એકદમ મોહિત થઈ ગઈ. તેનું મન ચંચળ થઈ ગયું, હૃદય દેવેન્દ્રના પ્રેમથી પીગળી ગયું. તેના નેત્રોને સંસારમાં સૌ કરતાં દેવેન્દ્ર સુંદર દીસવા લાગ્યો. દેવેન્દ્રની મૂર્તિ તેના નયનો સમક્ષ સાક્ષાત કામદેવની માફક નૃત્ય કરવા લાગી. તેના વિશાળ નેત્રોમાંથી પ્રેમાશ્રુની ધારા વહેવા લાગી.

દેવેન્દ્રે વાજીંત્ર મૂકીને પોતાના રૂમાલથી મહામાયાના આંસુ લૂછ્યાં. તે પ્રેમવિહ્વળ બની, તેના આખા શરીરમાં રોમાંચ થયો. આ જોઈને દેવેન્દ્રે સુરાપાનથી ઉત્તેજિત થઈ તેની સાથે હાસ્ય પરિહાસ યુક્ત સરસ આલાપ કરવાનો આરંભ કર્યો. તે એવી રીતે પ્રેમભરી મીઠી મીઠી વાતો કરવા લાગ્યો કે મહામાયાનું હૃદય પાણી પાણી થઈ ગયું. તે પોતાની અણસમજમાં સમજી કે આ સ્વર્ગીય સુખ છે. તેને આવું મનોમુગ્ધકારી પ્રેમસંભાષણ કદી સાંભળ્યું નહતું. જો તે મનથી પવિત્ર રહી હોત અને તેની બુદ્ધિ સત્સંગથી પરિમાર્જિત હોત તો તે આ સુખને સ્વર્ગીય માનત નહિ. દેવેન્દ્રે પ્રેમની વાતનો પ્રારંભ કર્યો. પ્રેમ કોને કહેવાય છે એ દેવેન્દ્ર જાણતો ન હતો, પણ મહામાયા પ્રેમનો અર્થ થોડો થોડો સમજતી હતી. દેવેન્દ્ર પ્રેમિક ન હતો તોપણ પ્રાચીન કવિઓના કહેલા પ્રેમ રહસ્યનો અભિનય કરવામાં ઉસ્તાદ હતો. મહામાયાએ દેવેન્દ્રના મુખેથી પ્રેમની અનિર્વચનીય મહિમાનું વર્ણન સાંભળી તેને અલૌકિક પુરુષ સમજી તે માથાથી કે પગ સુધી પ્રેમરસમાં ડૂબી ગઈ. દેવેન્દ્રે પુનઃ વસંતઋતુના નવલા પુષ્પો પર લુબ્ધ થતા ભ્રમરની માફક ગીત આરંભ્યું. મહામાયાએ પોતાનો કાબૂ ગૂમાવ્યો તે પણ દેવેન્દ્રના સૂરમાં પોતાનો મધુર સૂર મેળવવા લાગી. દેવેન્દ્રે તેને આ રીતે ગાવાની ના પાડી.

તે પ્રેમમાં વિમુગ્ધ બનીને ઘણી પ્રસન્નતાથી ખુલ્લે સ્વરે ગીત ગાવા લાગી. મહામાયાના ગીતના પ્રત્યેક શબ્દમાં પ્રેમનો ભાવ ભરપૂર હતો.

મહામાયાની સંયમની શીલા ખસી ગઈ. બંને વિષય વાસનાને વશીભૂત થયાં. મહામાયા મનને સંયમમાં રાખી શકતી હતી પણ આજે તેને તેની આવશ્યકતા લાગો નહિ, અને તેથી તે દીપકનું પતંગિયું બની બેઠી. દેવેન્દ્રને હૃદયહીન સમજી તેણે મનને રોકયું હતું પણ તે પૂરેપૂરું તો નહિ જ. જ્યાં સુધી તે સંયમી હતી ત્યાં સુધી દેવેન્દ્રના હાથમાં આવ્યા છતાંએ હસતાં હસતાં પ્રેમ કબૂલ કરાવી મજાક મશ્કરી કરતી અંગૂઠો બતાવતી તેના પંજામાંથી છટકી ગઈ હતી, અને તે અનુરાગને ભૂલવા માટે બીજાના ઘરનું કામ સ્વીકારી તે ભૂલવા યત્ન પણ કરતી હતી. પણ જ્યારે તે સમજી કે દેવેન્દ્ર પ્રેમી છે; પ્રેમનું તત્ત્વ સમજે છે, ત્યારે તે પોતાના મનને કાબૂમાં રાખી શકી નહિ, અને આખરે તેને તેનું દૌર્ભાગ્ય ફળ પણ ચાખવું પડયું.

લોકો કહે છે કે આ સંસારમાં પાપનો દંડ જોવામાં આવતો નથી. તે સાચું હોય કે ખોટું પણ તમે એવી કોઈ વ્યકિત નહિ જુઓ કે જે મન અને ઇન્દ્રિયને રોકવામાં અસમર્થ વ્યકિત છે તેણે તેનું ફળ ચાખ્યું નહિ હોય ?



# ૩૬

વર્ષા ગઈ. શરદનું આગમન થયું. તે પણ હવે જવાની તૈયારીમાં છે. ખેતરોનું પાણી સૂકાવા લાગ્યું છે, તૈયાર થએલું ધાન્ય દેખાવમાં બહુ જ સુંદર લાગે છે. સરોવરમાં કમળોનો વિકાર દિવસે દિવસે ઘટવા લાગ્યો છે. વહેલી સવારે ઝાડના પાન પરથી ઝાકળ પડે છે. સંધ્યાકાળે મેદાનમાં ધૂમાડો દેખાય છે. તે સમયે કાર્તિક મહિનાના એક દિવસે વહેલી સવારે મધુપુરની સડકે એક પાલખી જોઈને ગામડાના બાળકોને ઘણું કુતૂહલ થાય છે. તેઓ પાલખીની પાસે આવીને ઊભા રહ્યા. ગામની દાસીઓ અને પુત્રીઓ જેઓ તળાવે પાણી ભરવા ગાગર લઈ જઈ રહી હતી તેઓ થોડે દૂર ઊભી રહી પાલખી તરફ જોવા લાગી. વહુઓ ઘૂંઘટમાંથી આંખો બહાર કાઢી તે તરફ તાકવા લાગી. કેટલીએ વૃદ્ધાઓ પાલખી ઉંચકનારાઓને ઠેકાણું બતાવવાનું બહાનું કાઢી ધીમે ધીમે પાલખી પાસે આવી પહોંચી. કિસાનો કાપણી કરી રહ્યા હતા તે કામ છોડીને પાલખી નિહાળવા લાગ્યા. ગામના કોઈક લોકોએ પાલખીની અંદરથી દેખાયલા વિલાયતી જોડા જોઈ નક્કી કર્યું કે કોઈ સાહેબ આવ્યા લાગે છે. છોકરાં સમજતાં હતાં કે કોઈની વહુ આવી છે.

પાલખીમાંથી નગેન્દ્ર બહાર ઉતર્યો. પાંચ–સાત માણસો ત્યાં ઊભા હતા તેમણે ઝુકીને તેને સલામ કરી. કારણ કે તેણે પાટલૂન અને હેટ પહેરી હતી. કોઈ સમજ્યું કે દરોગા સાહેબ છે ને કોઈ સમજ્યું કે ડેપ્યુટી સાહેબ છે.

નગેન્દ્રે દર્શકોમાંથી એક નવયુવકને બોલાવીને શિવાનંદ બ્રહ્મ-

ચોરીના સંબંધમાં પૂછ્યું. તે સમજ્યો કે કદાચ કોઈ ખૂનના મુકદ્દમાની તપાસ માટે પૂછપરછ કરે છે એટલે સાચું કહેવું તેને લાગ્યું નહિ. તે બોલ્યો: "સાહેબ, હું તેના સંબંધમાં કંઈ જાણતો નથી." નગેન્દ્રને લાગ્યું કે બીજા કોઈ સારા આદમીને પૂછ્યા વિના કાર્ય સિદ્ધ થશે નહિ. ગામમાં સારા લોકો પણ નિવાસ કરતા હતા. તે એક ભલા આદમીને ઘેર ગયો. તે ઘરના માલિકનું નામ રામકૃષ્ણરાય કવિરાજ. તેણે આદરપૂર્વક નગેન્દ્રને એક ખુરશી પર બેસાડ્યો. નગેન્દ્રે તેને બ્રહ્મચારી સંબંધમાં પૂછ્યું. કવિરાજે કહ્યું: "તે હાલ અહીં નથી." આ સાંભળી નગેન્દ્રનું મોં પડી ગયું. તેણે પૂછ્યું: તે ક્યાં ગયા છે?"

"તે કંઈ કહીને ગયા નથી, ને અમને ખબર પણ નથી. તે કોઈ સ્થળે સ્થિર રહેતા નથી. તે તો ફરતારામ છે."

"ક્યારે આવશે એની કોઈને ખબર છે?"

"એમનું મારે પણ કામ હતું. તેથી મેં મારી જાતે તેમની તપાસ કરી હતી પણ તે ક્યારે આવશે તે કોઈ જાણતું નથી."

નગેન્દ્ર ઘણો ઉદાસ થયો. વળી પૂછ્યું: "તેમને ગયાને કેટલા દિવસ થયા?"

"તેઓ શ્રાવણ માસમાં અહીં આવ્યા હતા ને ભાદરવામાં ગયા છે."

"તો આ ગામમાં હર્ષદેવી સાધ્વીનું ઘર ક્યાં છે? મને કોઈ બતાવી શકશે?"

"તેનું ઘર તો સડકની બાજુ પર જ હતું. પણ હાલ તે નથી. આગ લાગવાથી તે બળી ગયું છે."

"સાધ્વી હાલ ક્યાં છે?" નગેન્દ્રે ગળગળા સાદે પૂછ્યું.

"તે હું કહી શકતો નથી. જે રાત્રે તેના ઘરમાં આગ લાગી તે જ દિવસથી તે ગૂમ થઈ ગઈ છે. કોઈ એમ પણ કહે છે કે તેને પોતે જ મકાનને આગ લગાડી અને નાસી ગઈ છે."

"તેના ઘરમાં કોઈ બીજી સ્ત્રી પણ રહેતી હતી?"

"નહિ. ફક્ત શ્રાવણ માસમાં એક બહારની સ્ત્રી બીમાર થઈને તેને ઘેર આવી હતી, તે માર્ગમાં બેહોશ પડી હતી. બ્રહ્મચારીએ તેને લાવીને હર્ષદેવીના ઘરમાં રાખી હતી જો હું ના ભૂલતો હોઉં તો તેનું નામ સૂર્યમુખી હતું. મેં જ તેની દવા કરી હતી, પણ તે સાજી થવાની તૈયારીમાં હતી ત્યાં તો......

"ત્યાં તો શું?"

"હર્ષદેવીના ઘરમાં આગ લાગતા તે સ્ત્રી બળીને મરી ગઈ."

નગેન્દ્ર આ સાંભળી બેહોશ થઈ ખુરશી પરથી જમીન પર પડી ગયો, તેના માથામાં સખ્ત ઘા પડ્યો. કવિરાજે ઉપચાર કર્યો તેથી તેને ભાન આવ્યું.

૩૭

સંધ્યાસમયે જ્યારે નગેન્દ્ર મધુપુરથી પાલખીમાં બેસીને જઈ રહ્યો હતો ત્યારે તેને વિચાર આવ્યો કે હવે બધું પૂરું થયું છે.

શું ? સુખ ? એ તો જે દિવસે સૂર્યમુખીએ ઘર છોડયું તે જ દિવસથી પૂરું થયું હતું તો પછી પૂરું શું થયું ? આશા ? જેટલા દિવસ મનુષ્યને આશા રહે છે તેટલા દિવસ સુધી કંઈ પૂરું થતું નથી, આશા પૂરી થતાં બધું પૂરું થાય છે.

નગેન્દ્રની તે આશા પણ ચાલી ગઈ. તેથી તેણે ગોવિન્દપુર તરફ પ્રયાણ આરંભ્યું. ત્યાં જઈ ઘરમાં શાંતિથી નિવાસ કરવા માટે નહિ પણ બધી ઉપાધિઓનું પીંડ મૂકવા માટે તેની પાસે જે કંઈ ધન છે, જેટલી સ્થાવર જંગમ સંપત્તિ છે તેની વ્યવસ્થા કરવા માટે તે ચાલ્યો. જમીનો, મહેલ તથા પોતાની ઉપાર્જિત સ્થાવર સંપત્તિનું પોતાના ભાણેજ સતીશના નામનું વસિયતનામું કરવા તે ચાલ્યો. વસિયતનામું વકીલ વગર થઈ શકે નહિ. જંગમ સંપત્તિ કમલમુખીને આપવાનો વિચાર કર્યો. થોડું ઘણું પોતાના જીવતાં સુધી ખર્ચ જોગું રાખવું, કુંદનને કમલ પાસે મોકલી દેવી, જમીનદારીનું કામકાજ દિનેશને સમજાવી દેવું એવો તેણે નિશ્ચય કર્યો, વળી તેણે વિચાર કર્યો કે જે પલંગ પર સૂર્યમુખી શયન કરતી હતી તે પલંગ પર સૂઈને એક વાર ખૂબ રડવું. સૂર્યમુખીના અલંકાર કોઈને આપવા નહિ પણ પોતાની પાસે જ રાખવા. જ્યાં જવું ત્યાં સાથે લઈ જવા. જ્યારે અંતકાળ સમીપ લાગે ત્યારે તે અલંકારો જોતાં જોતાં પ્રાણ ત્યાગ કરવો. આ બધું આવશ્યક કાર્ય આટોપી ઘરબાર છોડી પુનઃ

દેશાટન કરવું ને જેટલા દિવસ જીવન ચાલે તેટલા દિવસ સંસારના કોઈ ખૂણામાં મોં છૂપાવીને દિવસો પૂરા કરવા.

નગેન્દ્ર ચાલુ પાલખીમાં બેઠો બેઠો આમ વિચારી રહ્યો છે, પાલખીનું દ્વાર ખુલ્લું હતું. શરદની ચાંદની રાત હતી, આકાશમાં તારા ચમકી રહ્યા હતા. હવાથી સડક પર આવેલા તારના દોરડાં હલી ઉઠતા હતા. તે રાત્રીએ શરદનું કોઈ મનોહર દૃશ્ય નગેન્દ્રને આનંદદાયક લાગ્યું નહિ. તેને ચાંદની આગની જ્વાલા જેવી અને તારા અંગારા જેવા લાગ્યા. સૂર્યમુખી સમીપ હતી ત્યારે નગેન્દ્રને જે વસ્તુ જોઈને હર્ષ ઉત્પન્ન થતો તે આ સમયે તેની આંખોમાં કાંટાની માફક ખૂંચવા લાગ્યો.

નગેન્દ્રને વિચારતાં લાગ્યું કે બધો દોષ તેનો પોતાનો જ છે. તેની ઉંમર હજી તેત્રીસ વર્ષની થઈ છે ત્યાં તો તેના સંસારિક સુખોનો અંત આવ્યો છે. ઈશ્વરે તેને જેટલા ભોગ્ય પદાર્થો આપ્યા હતા તેમાંથી એકે બરબાદને લાયક ન હતા. જે જે વસ્તુઓ મેળવીને મનુષ્ય સુખી થાય છે તે તે વસ્તુઓ ઈશ્વરે જે પરિમાણથી તેને આપી હતી તે પરિમાણથી કોઈને પ્રાપ્ત થાત નહિ. ધન, ઐશ્વર્ય, રૂપ અને માન–મહત્ત્વ તે બધું તેને ધરતી પર પગ મૂકતાં જ પ્રચુર પરિમાણથી મળી હતી. બુદ્ધિ અભાવને કારણે લોકો સુખ ભોગવી શકતા નથી તેથી વિધાતાએ તે આપવામાં પણ કૃપણતા દાખવી ન હતી. શિક્ષણમાં પણ માતાપિતાએ ત્રૂટી કરી ન હતી. તેના જેવો સુદૃઢ સુશિક્ષિત કોણ હતો? તેના જેવો ભાગ્યશાળી કોણ હતો? ઈશ્વરે જેવું રૂપ, ગુણ અને સહૃદયતા આપી હતી તેવી જ સતી, સાધ્વી, સુશીલ, સુંદર, પતિપરાયણ પત્ની પણ હતી. આ બધી સુખ સામગ્રીઓ પ્રાપ્ત થઈ હતી તો પણ આજ તેના સમાન સંસારમાં દુઃખી બીજો કોણ છે? જો આજે તે પોતાનું સર્વસ્વ દાન કરીને પોતાનું ધન, સંપત્તિ, માન, મર્યાદા, રૂપ, યૌવન, વિદ્યા, બુદ્ધિ બધું જ ગૂમાવીને પોતાની પાલખી ઉંચકનારા જેવું જીવન જીવી શકે તો તે

અવસ્થાને પણ સ્વર્ગસુખ સમજવા તૈયાર હતો. તે વિચારવા લાગ્યો કે પાલખી ઉંચકનાર જેવું જીવન શા માટે? તેમનું જીવન મારાથી હજાર દરજ્જે સુખી છે. આ દેશના કેદખાનામાં એવો કોણ પાપી નરધાતી હશે કે મારાથી પવિત્ર અને સુખી નહિ હોય? એણે તો બીજા કોઈની હત્યા કરી છે જ્યારે મેં તો સૂર્યમુખીની હત્યા કરી છે. જો હું મારી ઇન્દ્રિયોને રોકી શકયો હોત તો તે અનાથની માફક ગૃહત્યાગીને એક સાધ્વીની કુટિરમાં આગ લાગવાથી બળી મરત ખરી? સૂર્યમુખીનો ઘાતક હુંજ છું. એવો કોણ સ્વજન ઘાતી હશે જે મારાથી વધુ પાપી હશે? સૂર્યમુખી કેવળ મારી સ્ત્રીજ હતી? તે મારું સર્વસ્વ હતી. સંબંધમાં સ્ત્રી, મિત્રતામાં ભાઈ, યત્નમાં બહેન, અને પતિભક્તિમાં બીજી સાવિત્રી હતી, તે મારી આંખોના તારા સમાન, હૃદયનું શોણિત, દેહનું જીવન, અને જીવનનું સર્વસ્વ હતી, તે મારા સુખમાં સુખ, વિષાદમાં શાન્તિ, ચિંતામાં બુદ્ધિ અને કાર્યમાં ઉત્સાહ આપનાર હતી, તે મારા દર્શનની આલોક, શ્રવણનું સંગીત, અને નાસિકાની સુવાસ હતી. તે મારા ભૂતકાળની સ્મૃતિ, વર્તમાનની વિનોદ, ભવિષ્યની આશા અને પરલોકની શુભ કર્મ હતી, તેના જેવું મારે માટે આ સંસારમાં બીજું શું હતું? હું મનુષ્ય નથી, પશુ છું પશુને પારસમણીની પિછાન શી?

તેને જ્યારે સ્મરણ થયું કે તે આરામથી પાલખીમાં બેસીને જઈ રહ્યો છે અને સૂર્યમુખી પગે ચાલીને બિમાર પડી ગઈ હતી; ત્યારે તે પાલખીની નીચે ઉતરીને પગે ચાલવા લાગ્યો. પાલખી ઉંચકનારા ખાલી પાલખી લઈને ધીમે ધીમે પાછળ આવવા લાગ્યા. સવાર થતાં તે બજારમાં આવી પહોંચ્યા ત્યાંજ પાલખી ઉંચકનારાઓને મજૂરી આપી વિદાય કરી પોતે પગે ચાલતો એકલો નીકળી પડયો.

નગેન્દ્ર મનમાં એ વિચારવા લાગ્યો કે આ જીવનનો સૂર્યમુખીની હત્યાના પ્રાયશ્ચિત રૂપે ત્યાગ કરીશ. જેવી રીતે સૂર્યમુખી

ગૃહ ત્યાગીને જે બધા સુખોથી વંચિત થઈ હતી તે રીતે બધાં સુખોનો હું ત્યાગ કરીશ. ધન, સંપત્તિ, દાસ-દાસી, અને ભાઈ-બન્ધુ વગેરે જે આત્મીય જનો છે, તેમની સાથે કોઈ જાતનો સંપર્ક રાખીશ નહિ. સૂર્યમુખીએ ગૃહત્યાગીને જે બધાં કષ્ટો ભોગવ્યા છે, તે કષ્ટો હું ભોગવીશ. જે દિવસે ગોવિંદપુરથી યાત્રા કરી છે તે દિવસથી પગે ચાલીશ. કંદમૂળ ખાઈશ, અને વૃક્ષ નીચે કુટિરમાં કે જમીન પર સૂઈશ. જ્યાં જ્યાં અસહાય અનાથ સ્ત્રીઓને જોઈશ ત્યાં ત્યાં તેને સહાય કરીશ. જે ધન મારા અંગત ખર્ચ માટે રાખ્યું છે તેમાંથી જે બચશે તે અનાથ સ્ત્રીઓને આપીશ. જે સંપત્તિ હું સતીશને આપીશ તેનો અર્ધો હિસ્સો મારા જીવન પર્યંત અસહાય સ્ત્રીઓને સહાય કરવામાં વ્યય કરીશ. આ રીતે વસિયતનામામાં ઉલ્લેખ કરીશ. પ્રાયશ્ચિત પાપનું થાય છે. દુઃખનું પ્રાયશ્ચિત થતું નથી. તેનું પ્રાયશ્ચિત કેવળ મૃત્યુ જ છે. મૃત્યુથી જ દુઃખ દૂર થાય છે. તો દુઃખ શાંતિને માટે હું તે પ્રાયશ્ચિત કેમ ના કરું?



# ૩૮

રાત્રી એકાદ પહોર વીતી હશે. દિનેશ એકલો બહારના ઓરડામાં બેઠો છે. તે સમયે નગેન્દ્ર પગે ચાલતો ત્યાં આવી પહોંચ્યો ને હાથમાંની બેગ નીચે મૂકી ચૂપચાપ એક ખુરશી પર બેસી ગયો.

દિનેશ તેનો બિલકુલ ઉદાસ અને નિસ્તેજ ચહેરો જોઈ ડરી ગયો. તેને શું પૂછવું તેની સમજ પડી નહિ. દિનેશને ખબર હતી કે નગેન્દ્રને કાશીમાં બ્રહ્મચારીનો પત્ર મળ્યો હતો અને તેથી તે મધુપુર ગયો હતો. નગેન્દ્રને મૌન રહેલો જોઈ તેની પાસે જઈને બેઠો. તેનો હાથ સ્નેહપૂર્વક પકડીને તેણે કહ્યું: "નગેન્દ્ર, તને ચૂપ જોઈને હું ગભરાઉં છું. તું મધુપુર ગયો નથી?"

નગેન્દ્રે ઉદાસીનતાભર્યા અવાજે કહ્યું: "ગયો'તો."

દિનેશે ડરતા ડરતા પૂછ્યું: "બ્રહ્મચારીની મુલાકાત ના થઈ?"

"નહિ."

"સૂર્યમુખીના કંઈ સમાચાર મળ્યા? તે ક્યાં છે?"

નગેન્દ્રે ઉંચે અંગુલી નિર્દેષ કરી કહ્યું: "સ્વર્ગમાં."

દિનેશ ચૂપ થઈ ગયો. નગેન્દ્ર નીચે મસ્તકે મૌન બેઠો. થોડી વાર પછી તે માથું ઉંચું કરી બોલ્યો: "તું સ્વર્ગમાં માનતો નથી. હું માનું છું."

દિનેશ જાણતો હતો કે પહેલાં નગેન્દ્ર સ્વર્ગમાં માનતો ન હતો, હવે માને છે. તે સ્વર્ગપ્રેમ અને વાસનાની સૃષ્ટિ સિવાય બીજું કંઈ નથી. "સૂર્યમુખી કોઈ સ્થળે નથી." તે દુઃખ સહન કરી શકાતું નથી પણ "તે સ્વર્ગમાં છે." તે વિચારવામાં પણ તેને ઘણું સુખ મળતું હતું.

બંને મૌન બેસી રહ્યા. દિનેશ સમજ્યો કે આશ્વાસનની વાત કરવાનો આ સમય નથી. બીજાની વાત સાંભળવી હમણાં તેને ઝેર જેવી લાગશે. એમ વિચારી દિનેશ નગેન્દ્રની સૂવાની ગોઠવણ કરવા ગયો. તેને ખાવા-પીવાનું પૂછવાનું તે સાહસ કરી શક્યો નહિ. મનમાં વિચાર્યું કે એ જવાબદારી કમલને સોંપીશ.

કમલે જ્યારે સાંભળ્યું કે સૂર્યમુખી આવી નથી ત્યારે પોતાને માથે કંઈ જવાબદારી ન ઉપાડતાં સતીશને એકલો છોડી તે એક સૂની ઓરડીમાં જઈ રડવા લાગી.

કમલને જમીન પર પડીને રડતી જોઈ એક દાસી સતીશને ત્યાં મૂકીને ચૂપચાપ પાછી ફરી. સતીશ માને જમીન પર પડી આંસુ સારતી જોઈ પહેલાં ચૂપ થઈ તેની પાસે બેસી રહ્યો. પછી કમલનું માથું પોતાના નાનકડા હસ્તે ઊંચું કરવા સતીશે યત્ન કર્યો. જ્યારે કમલે માથું ઊંચું કર્યું પણ કંઈ બોલી નહિ ત્યારે સતીશે માતાને ખુશ કરવાની ઇચ્છાથી તેનું મુખ ચૂમ્યું. કમલે તેની પીઠ પર હાથ મૂકી સ્નેહ દર્શાવ્યો પણ તેનું મુખ ચૂમ્યું નહિ તેમ કંઈ બોલી પણ નહિ. પણ સતીશ એમ છોડે એવો નહતો. સતીશે માતાને ગળે વળગી પડ્યો અને ખોળામાં બેસી રડવા લાગ્યો. તે બાળકના રુદનનું કારણ હૃદયસ્થિત પરમાત્મા સિવાય બીજું કોણ જાણી શકે?

દિનેશે હવે બધી જવાબદારી પોતાને જ શીરે છે એમ સમજી ખાવાની સામગ્રી લાવી નગેન્દ્ર સામે મૂકી.

નગેન્દ્રે કહ્યું: "મારે ખાવું નથી. તું અહીં બેસ. તારી સાથે ઘણી વાતો કરવાની છે. તે કહેવા માટે જ અહીં આવ્યો છું."

નગેન્દ્રે રામકૃષ્ણરાયના મુખે જે જે વાતો સાંભળી હતી તે તે બધી વાતો દિનેશને કહી સંભળાવી. ત્યારબાદ ભવિષ્યની વાતો જે વિચારી હતી તે પણ કરી.

દિનેશે કહ્યું: "તને બ્રહ્મચારીની મુલાકાત રાત્રે કેમ ના થઈ એ જ આશ્ચર્ય પમાડે છે. કારણ કે કાલે જ તે કલકત્તા છોડીને તારી શોધમાં મધુપુર ગયા છે."

"બ્રહ્મચારીનો પત્તો તને કેવી રીતે લાગ્યો ?"

"તે એક મહાન વ્યક્તિ છે. તારા પત્રનો જવાબ ન મળતાં તે તારી શોધમાં ગોવિન્દપુર ગયો હતો. ત્યાં પણ તું ન મળ્યો પણ તેમને ખબર મળી કે તેમનો આવેલ પત્ર તને કાશી મોકલવામાં આવ્યો છે. તે પત્ર તને મળ્યો હશે, આથી કોઈને કહ્યા વગર તે કાશી ઉપડી ગયા. ત્યાંથી પાછા ફરી વળી પાછા તે ગોવિન્દપુર ગયા ત્યાં તારા કંઈ સમાચાર ના મળ્યા. તેમને સાંભળ્યું કે તારી ખબર મને હશે તેથી તે મારી પાસે આવ્યા. પરમ દિવસે તે અહીં આવ્યા હતા. મેં તારો પત્ર એમને બતાવ્યો. તેથી તે તારી મુલાકાતે મધુપુર મળવા કાલે અહીંથી ગયા. કાલે રાત્રે રાણીગંજમાં તમારા બંનેના મેળાપનો પૂરો સંભવ હતો."

"કાલે હું રાણીગંજમાં ન હતો. સૂર્યમુખીના સંબંધમાં તેમણે તને કંઈ કહ્યું હતું ?"

"તે કાલે કહીશ."

"તું માને છે કે એ સાંભળી મારા મનમાં દુઃખ થશે. જે દુઃખ થવાનું હતું તે થઈ ગયું છે. તું નિશ્ચિત થઈને કહે."

દિનેશે બ્રહ્મચારીના મુખેથી સૂર્યમુખીના સંબંધમાં તે સાજી થઈ ત્યાં સુધીની જે વાત સાંભળી હતી તે કહી સંભળાવી પણ સૂર્યમુખીના અનેક કષ્ટોની વાત છૂપાવી.

વાત સાંભળીને નગેન્દ્ર ઓરડાની બહાર ગયો. દિનેશ તેની સાથે જવા ઉઠ્યો પણ નગેન્દ્રે તેને આવતાં રોકયો. તેણે અડધી રાત સુધી એક પાગલ માફક સડક પર ઘૂમ્યા કર્યું. તેને એમ હતું કે પ્રાકૃતિક દૃશ્ય જોવાથી દુઃખ ભૂલી જવાશે અને મન શાન્ત થશે પણ દુઃખનો ઉચ્છ્વાસ એટલે સુધી હદ વટાવી ગયો હતો કે તે કોઈ રીતે શાન્ત થઈ શકયો નહિ. તે દિનેશને ઘેર પાછો ફર્યો. તેને કહ્યું: "સૂર્યમુખીના સંબંધમાં હજી તું મને વિશેષ કહે, તે કયાં ગઈ હતી, શું કર્યું હતું, તે અવશ્ય બ્રહ્મચારીએ તેના મુખે સાંભળ્યું હશે. બ્રહ્મચારીએ તને પણ કહ્યું હશે."

"તે વાતની જિદ્દ હમણાં ના કર. રાત ઘણી વીતી ગઈ છે; તું થાકી ગયો છે, આરામ કર."

નગેન્દ્રે ભ્રમર ઉંચી ચઢાવી કઠોર સ્વરમાં કહ્યું: "હમણાં જ કહે, તારે કહેવું જ પડશે."

દિનેશે નગેન્દ્રના મુખ તરફ તાકીને જોયું. તેને નગેન્દ્રની સ્થિતિ બિલકુલ પાગલ જેવી લાગી. તેણે ડરીને કહ્યું: "ઠીક, કહું છું." નગેન્દ્રના મુખ પર આ સાંભળી પ્રસન્નતાના ચિહ્નો કંઈ જણાયા. દિનેશે સંક્ષેપમાં કહ્યું: "સૂર્યમુખી થોડું થોડું પગે ચાલીને પહેલાં અહીં આવી હતી."

"રોજ કેટલું ચાલતી હતી?"

"કોષ—દોઢ કોષ."

"તે તો ઘરથી એક પૈસો પણ સાથે લઈ ગઈ ન હતી તો પછી શું ખાતી હતી?"

"કોઈ દિન ઉપવાસ—કોઈ દિન ભિક્ષા—તું પાગલ થઈ ગયો છે કે શું?"

દિનેશ નગેન્દ્રનો હાથ પકડી ખૂબ જોરથી છેલ્લું વાક્ય બોલ્યો કારણ કે નગેન્દ્રને પોતાના બે હાથે પોતાનું ગળું દબાવતો દીઠો. તેના બે હાથ પકડી રાખી દિનેશે કહ્યું: "મરવાથી સૂર્યમુખી મળવાની હતી?"

"અધૂરી રહેલી સૂર્યમુખીની દુઃખી કહાની આગળ ચલાવ ભાઈ."

"જ્યાં સુધી તારું ચિત્ત સ્થિર નહિ થાય ત્યાં સુધી નહિ કહું."

દિનેશનું છેલ્લું બોલવું નગેન્દ્રે સાંભળ્યું નહિ કારણકે તે પૂર્વે જ તે ચૈતન્ય રહિત થઈ ચૂકયો હતો. બંધ આંખોથી તે બેહોશ હાલતમાં સ્વર્ગે ગએલી સૂર્યમુખીના રૂપનું ધ્યાન ધરી રહ્યો હતો. તે જોઈ રહ્યો હતો કે રત્ન જડિત સિંહાસન પર સૂર્યમુખી રાણી બનીને બેઠી છે. ચોતરફથી ઠંડી અને સુગંધિત વાયુ આવીને તેના વિખરાયલા વાળને હલાવી રહ્યો છે. વિવિધ રંગી પુષ્પો સમાન નાનાં નાનાં

સુંદર પંખી આકાશમાં ચોતરફ ઉડીને મધુર ગીત ગાઈ રહ્યાં છે. સૂર્યમુખીના પગ પાસે સેંકડો ખીલેલા કમલ શોભી રહ્યા છે, તેના રત્નજડિત સિંહાસનમાં સેંકડો ચંદ્ર પ્રકાશી રહ્યા છે, અને વળી જોયું કે પોતે એક દુર્ગન્ધમય અંધારી કોટડીમાં પડયો છે તેના અંગે અંગમાં વેદના થાય છે, થઈ રહી છે. એક ભયંકર દૈત્ય પોતાને ચાબખાથી ફટકારી રહ્યો છે. સૂર્યમુખી તેને આંગળીની ઇશારતથી તેમ કરવા મના કરે છે.

દિનેશે અનેક યત્ન અને ઉપચારો કરી નગેન્દ્રને હોશમાં લાવ્યો. ચેતન આવતાં તે ઘણે મોટેથી બૂમ પાડી ઊઠયો: "સૂર્યમુખી! ઓ સૂર્યમુખી! ક્યાં છે? તું ક્યાં છે?" નગેન્દ્રની આ રીતની બૂમો સાંભળી દિનેશ ડરી ગયો. નગેન્દ્ર થોડીવારમાં શાંત થતાં બોલ્યો:

"હવે આગળ ચલાવો."

દિનેશે ડરતાં ડરતાં પૂછ્યું: "હવે શું આગળ ચલાવું?"

"જો નહિ કહે તો હમણાં જ હું મારો પ્રાણ ત્યાગ કરીશ."

દિનેશ શું કરે? તેણે કહેવાનું શરૂ કર્યું. "આ રીતે સૂર્યમુખીને ઘણા દિવસ દુઃખ પડયું નહિ. એક ધનાઢ્ય બ્રાહ્મણ પોતાના બાલ-બચ્ચાં સાથે કાશી જઈ રહ્યો હતો. તે કલકત્તા સુધી હોડીમાં આવ્યો હતો. એક દિવસ નદીને કિનારે સૂર્યમુખી ઝાડ નીચે સૂતી હતી. બ્રાહ્મણ તે જ ઝાડ નીચે રસોઈ બનાવવા હોડીમાંથી ઉતર્યો. તે બ્રાહ્મણની સ્ત્રી સાથે સૂર્યમુખીને વાતચીત થઈ. સૂર્યમુખીની અવસ્થા જોઈ અને તેના શાન્ત સ્વભાવથી પ્રસન્ન થઈ બ્રાહ્મણી સૂર્યમુખીને પોતાની સાથે હોડીમાં લઈ ગઈ. સૂર્યમુખીએ તેને જણાવ્યું હતું કે પોતે કાશી જવા જ ઇચ્છે છે."

"તે બ્રાહ્મણનું નામ શું? તેનું ઘર ક્યાં છે? હં...પછી?"

"સૂર્યમુખી તે બ્રાહ્મણ સાથે તેના કુટુંબીજન માફક આ રીતે બરહી સુધી ગઈ. કલકત્તા સુધી નાવમાં, કલકત્તાથી રાણીગંજ સુધી રેલગાડીમાં અને રાણીગંજથી આગળ બળદગાડીની મુસાફરી કરીને ગઈ હતી, ત્યાં સુધી જવામાં તેને કોઈ પ્રકારનું કષ્ટ પડયું નહિ.

"ત્યાર બાદ બ્રાહ્મણે તેને વિદાય કરી દીધી?"

"નહિ. સૂર્યમુખી તેની જાતે રજા માગીને વિદાય થઈ, તે કાશી ગઈ નહિ. તને જોયા વિના ભલા તે કેવી રીતે રહી શકે! તારા દર્શન માટે તે બરહીથી પગે ચાલતી પાછી ફરી."

આ કહેતાં તો દિનેશની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે સ્થિર દૃષ્ટિથી નગેન્દ્રના મુખ તરફ જોયું. દિનેશની આંખમાં આંસુ ભાળી નગેન્દ્ર તેને ગળે બાઝી પડી રડવા લાગ્યો. ઘણી વાર સુધી તે રડતો રહ્યો, રુદનથી તેનું મન કંઈક હલકું પડ્યું. શોકને દૂર કરવાના ઉપાયની ઔષધિ રુદન જ છે. જે શોકમાં રુદન નથી તે પ્રાણુનો સંઘાતી બને છે.

નગેન્દ્ર શાંત થતાં દિનેશે કહ્યું: "આ વાતને આજ અહીં જ અધૂરી રાખીએ. કહેવાની આવશ્યકતા પણ નથી."

"હવે કહેવાનું બાકી પણ શું રહ્યું છે? જે જે ઘટનાઓ બની છે તે મારી આંખે હું જોઈ તો રહ્યો છું. બરહીથી તે એકલી પગે ચાલતી મધુપુર ગઈ હતી. માર્ગમાં ચાલવાના પરિશ્રમથી, ભૂખ તરસથી, તાપ તડકાને વરસાદમાં નિરાશ્રય રહેવાથી ને માનસિક પીડાથી સૂર્યમુખી બિમાર થઈને મૃત્યુ માટે સડક પર પડી."

દિનેશ ગાલ પર હાથ રાખી ગૂપચૂપ સાંભળી રહ્યો હતો, પછી તે બોલ્યો:

"હવે વ્યર્થ તે વાતો શા માટે વિચારે છે? તારો એમાં કંઈ દોષ નથી. તેં એની સંમતિ લીધા વિના તો કંઈ કર્યું નથી. જે કામ આપણા દેહથી થતું નથી તેને માટે બુદ્ધિમાન મનુષ્ય પશ્ચાતાપ કરતા નથી."

નગેન્દ્રને આ વાત સાચી લાગી નહિ. તે સમજતો હતો કે સઘળો દોષ તેનો પોતાનો છે, વિષવૃક્ષ રૂપી ઝેરી વિચારોના અંકુરને તેને પોતાનાં હૃદયમાંથી શામાટે ઉખેડી નાખ્યા નહિ?

મહામાયાએ પોતાનું અમૂલ્ય રત્ન કોડીની કિંમતે વેચી દીધું. ધર્મની રક્ષા ઘણાં કષ્ટો સહન કર્યે થાય છે, પણ તે એકજ દિવસની અસાવધાનતાથી નષ્ટ થઈ જાય છે. મહામાયાની પણ આજ દશા થઈ. જે ધનના લોભે મહામાયાએ તે મહારત્નને વેચ્યું તે ધન એક કાણી કોડી સિવાય બીજું કંઈ ન હતું. કારણકે દેવેન્દ્રનો પ્રેમ ભરતીના પ્રેમ જેવો હતો. ભરતીનું પાણી ચઢે છે ને ઉતરી જાય છે, તે થોભતું નથી. જેવો તે મેલો હતો તેવો જ તે ક્ષણિક હતો. ત્રણ ચાર દિવસમાંજ ભરતીનું પાણી દૂર થઈ ગયું. તેણે મહામાયાને કાદવમાં ફસાવીને છોડી દીધી. જેમ કોઈ કૃપણ કે યશોભિલાષી વ્યક્તિ પ્રાણથી વધુ વહાલા ગણેલા ચિરસંચિત ધનને પુત્રના લગ્ન અથવા બીજા ઉત્સવમાં એક દિનની ખુશાલી માટે ખર્ચી નાખે છે તેમ મહામાયાએ પણ રક્ષિત ધર્મને ક્ષણિક સુખ માટે નષ્ટ કરી ધન ખર્ચનારા કૃપણની માફક પસ્તાવા લાગી. રમતિયાળ બાળક જેમ અડધી પાકેલી કેરી તોડી તે ખાટી લાગતાં ફેંકી દે છે ને કેરીની જેવી દશા થાય છે તેવી દશા મહામાયાની દેવેન્દ્રે તેને તજી દીધી ત્યારે થઈ, કેવળ તેનો ત્યાગ કર્યો એટલું જ નહિ પણ દેવેન્દ્રથી તે જેવી અપમાનિત થઈ તેવી નીચમાં નીચ સ્ત્રી પણ કદી અપમાનિત થઈ હશે નહિ.

મુલાકાતના અંતિમ દિવસે મહામાયાએ દેવેન્દ્રના ચરણો પર પડીને કહ્યું: "આ દાસીનો ત્યાગ ના કરો." દેવેન્દ્રે તેને જવાબ આપ્યો હતો: "કુંદનના લોભે જ મેં તને માથે ચઢાવી હતી. હજી પણ જો તું કુંદન સાથે મારી મુલાકાત કરાવી આપે તો તારી

સાથેનો મારો સંબંધ કાયમ રહેશે, નહિ તો આજથી છૂટા છેડા. તને જેવો ગર્વ હતો તેવો જ તને બદલો મળ્યો છે, હવે તું કલંકની કાળી શાહી મોંએ ચોપડી અહીંથી રવાના થઈ જા.''

મહામાયા ક્રોધની મારી આંધળી થઈ ગઈ. ચોતરફ તેને અંધકાર જ અંધકાર દેખાવા લાગ્યો. જ્યારે તેને કંઈક શાંતિ થઈ ત્યારે તેણે મુખના અવયવો વિચિત્ર રીતે સંકુચિત કરી, આંખો લાલ કરી દેવેન્દ્ર તરફ ઘણી ઘૃણા ભરી દૃષ્ટિ ફેંકી. કુલટા બેશરમ સ્ત્રી પોતાના અપરાધી પુરુષનો જેમ તિરસ્કાર કરવાનું જાણે છે તેમ તેણે પણ કર્યું આથી દેવેન્દ્રની ધીરજ જતી રહી. તેણે મહામાયાને લાત મારી ફૂલવાડીની બહાર કાઢી મૂકી મહામાયા પાપી હતી. દેવેન્દ્ર મહાપાપી અને પશુબુદ્ધિ હતો. ઉભય ચિરપ્રેમની પ્રતિજ્ઞાની આ રીતે પૂર્ણાહુતી થઈ.

મહામાયા લાત ખાઈને ઘેર ના ગઈ. ગોવિન્દપુરમાં એક હલકી કોમનો માણુસ વૈદુ કરતો હતો. કેવળ હલકી જાતિઓના જ માણુસોનો ઇલાજ કરતો હતો ઇલાજ કોને કહેવાય એજ એ જાણુતો ન હતો ત્યાં રોગની ચિકિત્સા તથા ઔષધની તો વાત જ ક્યાં? તેના દરદીઓનું મરણુ પ્રમાણુ વિશેષ રહેતું હતું. ઔષધોમાં થોડા પ્રમાણુમાં એ ઝેરી તત્ત્વ આવતું હતું તે મહામાયા જાણુતી હતી. મહામાયાએ તે રાત્રે તેને ઘેર જઈ ધીમેથી કહ્યું: “એક ગીધ રોજ મારા આંગણામાં આવી ઉપદ્રવ કર્યા કરે છે, મને તેને માર્યા વિના ચેન પડવાનું નથી. તેને મારવાનો મેં એવો વિચાર કર્યો છે કે ભાતમાં ઝેર મેળવી આંગણામાં મૂકી રાખીશ. એવું તીવ્ર ઝેર આપો કે તે ખાય કે તુરત જ મરી જાય તેના જે પૈસા થાય તે આપવા હું તૈયાર છું.''

તે વૈદને ગીધ મારવાની વાતનો વિશ્વાસ આવ્યો નહિ તેણે કહ્યું: “મારી પાસે જોઈએ તેવું ઝેર મોજૂદ છે, પણ હું તેને વેચી શકતો નથી. હું ઝેર વેચું છું એ વાતની જો પોલીસને ખબર પડે તો મને ગીરફતાર કર્યા વિના રહે નહિ.''

"તેની જરાપણ ફિકર કરો નહિ. તમે ઝેર વેચાતું આપશો એની કોઈને ખબર પડશે નહિ. હું ગંગાજીના સોગંદ ખાઈને કહું છું. એ ગીધના મૃત્યુ માટે જેટલું જોઈએ તેટલું ઝેર તમે મને આપો. હું તમને પચાસ રૂપિયા આપીશ."

અનુભવી વૈદરાજ સમજ્યા વગર રહ્યા નહિ કે કોઈનો પ્રાણ લેવાની આ યુક્તિ રચી છે, પણ પચાસ રૂપિયાના લોભને તે રોકી શકયા નહિ. વિષ વેચાતું આપવા કબૂલ થયા. મહામાયા ઘેરથી રૂપિયા લઈ આવી. ચંડાળ વૈદે કાગળના પડીકામાં તીવ્ર ઝેર બાંધી મહામાયાના હાથમાં આપ્યું ને કહ્યું: "જો-જો આ વાત ભૂલેચૂકે પણ કોઈને કહેશો નહિ, નહિ તો મારા ને તમારા બંનેનું અનિષ્ટ થયા વગર રહેશે નહિ. હું તો તમને ઓળખતો પણ નથી, પણ ખૂબ હોશિયારીથી આ ઝેર સાચવજો."

મહામાયા નિઃશંક બની પોતાને ઘેર ગઈ. ઘેર જઈ તે પડીકાને હાથમાં રાખી ઘણી વાર સુધી રડી, પછી આંખ લૂછી બોલી: "હું મારા કયા દોષે વિષ ખાઈને મરું? જેણે મને દોષિત બનાવી છે તેને મારીને જ હું કેમ ના મરું? આ વિષ હું ખાઈશ નહિ. જેણે મારો ધર્મ બગાડયો છે તે ખાશે અથવા તેની પ્રણયિણી કુંદન ખાશે. એ બંનેમાંથી એકના મૃત્યુ બાદ જ હું મરીશ."

મહામાયાની દાદી હાથમાં લાકડી સાથે વાંકી કમરે ધ્રૂજતી ધ્રૂજતી જઈ રહી હતી અને છોકરાઓનું ટોળું ખીજવતું, તાળીઓ પાડતું, હસતું–કૂદતું પાછળ પડયું હતું.

" ડોશીને જમડા જલદી લઈ જાવ
નિરાંતે છોકરાં લાડવા ખાવ. "

આ પદમાં કંઈ નિંદાની વાત ન હતી પણ છોકરાઓને મુખેથી આ પદ સાંભળીને મહામાયાની દાદી ખૂબજ ચીડવાતી. તે ઊભી રહીને બાળકોને ગાળો દેતી–શ્રાપ દેતી હતી. આમ આ પુરાણુ રોજ ચાલતું હતું.

જ્યારે વૃદ્ધા નગેન્દ્રના સિંહદ્વારે પહોંચી ત્યારે તે તોફાની છોકરાઓથી તેને છૂટકારો થયો. છોકરાઓએ દરવાનને પણ ખીજવવામાં બાકી રાખી નહિ. જ્યારે તે પકડવા પાછળ દોડયો ત્યારે તેઓ બીને ન્હાસી ગયા.

લાકડી ઠોકતી ઠોકતી વૃદ્ધા નગેન્દ્રના ઔષધાલયમાં ગઈ. ડોકટરને જોઈ ને ઓળખીને વૃદ્ધા ધ્રૂજતા સ્વરે બોલીઃ " ડોકટરસા'બ કયાં છે?" ડોકટરે કહ્યુંઃ " હું જ ડોકટર છું." વૃદ્ધાએ કહ્યું: " સા'બ હવે આંખે દેખાતું નથી. એંશી વર્ષ થઈ ગયાં. હું મારા દુઃખની વાત તમને શું જણાવું? એક પુત્ર હતો તે જમરાજને આપી દીધો. એક પૌત્રી રહી હતી તેને પણ–" આમ કહી તે ઉચ્ચ સ્વરે રુદન કરવા લાગી.

" તમને શું થયું છે? સ્પષ્ટ કહો." ડોકટરે પૂછયું.

વૃદ્ધાએ એ પ્રશ્નનો પ્રત્યુત્તર ન પાઠવતાં પોતાની જીવનકથા

કહેવાનો આરંભ કર્યો. વચ્ચે વચ્ચે રડતી હતી અને આંસુ પણ પાડતી હતી. આ રીતે વૃદ્ધાની સંક્ષેપમાં જીવનકથા સમાપ્ત થતાં ડૉકટરને ફરીથી પૂછવું પડયુંઃ "તમને શું થયું છે એજ મને કહો."

વૃદ્ધાએ પુનઃ પોતાના શેષ જીવનચરિત્રની ભૂમિકા શરૂ કરી. ડૉકટરે કહ્યુંઃ "હું એ બધું સાંભળવા ઇચ્છતો નથી." તેણે જીવન-ચરિત્રનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું તોપણ મહામાયા તેના માબાપ તથા તેના સ્વામીનો વૃત્તાંત ટૂંકમાં પણ કહી સંભળાવ્યો. ડૉકટર ઘણી કઠિનતાએ તેના રુદન સહિતના જીવનવૃત્તાંતના વ્યાખ્યાનનું તાત્પર્ય સમજ્યા.

તાત્પર્ય એ હતું કે વૃદ્ધાને મહામાયા માટે એક ઔષધની જરૂર હતી. તેને ઉન્માદ થયો છે. માયા જ્યારે ગર્ભાવસ્થામાં હતી ત્યારે તેની માને ઉન્માદની બીમારી થઈ હતી. તેવી અવસ્થામાં તે થોડા દિવસ જીવીને મરી ગઈ. માયા બાલ્યાવસ્થાથી ઘણી બુદ્ધિશાળી છે. માતાની બીમારીનું કોઈ લક્ષણ તેનામાં દેખાયું નથી, પણ આજકાલ વૃદ્ધાને તેના પર કંઈ સંદેહ થયો છે. કારણકે તે કદી કદી એકલી એકલી હસે છે, કદી રડે છે, કદી નૃત્ય કરે છે, કદી બૂમો પાડી ઊઠે છે ને કદી બેહોશ થઈ ભૂમિ પર પડી જાય છે. વૃદ્ધાએ ડૉકટર પાસે આ રોગનું ઔષધ માગ્યું.

ડૉકટરે વિચાર કરી કહ્યુંઃ "તમારી પૌત્રીને હિસ્ટીરિયા થયો છે."

"ડૉકટર સા'બ! હિસ્ટીરસની કોઈ દવા નથી?"

"છે. કેમ નહિ? તેને ખૂબ ગરમ રાખજો અને આ કેસ્ટર ઑઈલ લઈ જાઓ. કાલે પ્રાતઃકાળે પાજો, પછી બીજું ઔષધ આપીશ."

વૃદ્ધા દીવેલની શીશી હાથમાં લઈ લાકડી ઠોકતી ઠોકતી ચાલી. માર્ગમાં એક પડોશણ મળી. તેણે પૂછ્યુંઃ "આ હાથમાં શું છે?"

"માયાને હિસ્ટીરસ થઈ ગયો છે, તેથી ડૉકટરની પાસે ગઈ હતી. તેમણે થોડો કષ્ટરસ આપ્યો છે. શું કષ્ટરસથી હિસ્ટીરસ મટી જાય છે?"

પડોશણે વિચાર કરી કહ્યું: "મટતું હશે. કષ્ટથી છૂટવા માટે લોકો રૂષ્ટ પુષ્ટ થાય છે. એ તો ઠીક પણ તમારી માયાને ઈતનાર થયો કેવી રીતે ?

વૃદ્ધાએ વિચારીને કહ્યું: "ઘણુંાને યુવાનીમાં એવું જ થાય છે.

"સફેદ રંગના વાછરડાનું મૂત્ર પીવડાવો. સાંભળ્યું છે કે તેનાથ પેટના બધા રસ–રોગ ગળી જાય છે."

વૃદ્ધાને ઘર પહોંચતા સ્મરણ થયું કે ડોકટરે માયાને ગર રાખવાની વાત કરી હતી. વૃદ્ધા સગડીમાં દેવતા લાવીને તે સગ માયાની પાસે મૂકી.

માયાએ પૂછ્યું: "આ દેવતા કેમ લાવી ?"

"ડોકટરે તને ગરમ રાખવાનું કહ્યું છે."

ગોવિન્દપુરમાં ગગનચુંબિત નગેન્દ્રનાથની ઊંચી અટારી–ભવ્યપ્રાસાદ સૂર્યમુખી અને નગેન્દ્ર વિના અંધકારમય ભાસે છે. કચેરીમાં તો કર્મચારીઓ બેસે છે, પણ અંતઃપુરમાં એકલી કુંદન કુંટુંબીઓના રક્ષણ નીચે રહે છે, પરંતુ ચંદ્ર વિના રોહિણી આકાશનો અંધકાર દૂર કરી શકે છે?

ખૂણે ખૂણામાં જાળા છે. સ્થળે સ્થળે કચરો છે. બાગમાં સૂકાયલા પાનનો ઢગ છે. તળાવમાં લીલ બાઝી છે. ફૂલવાડી જંગલ જેવી થઈ ગઈ છે. ભંડારમાં ઉંદરડાની દોડાદોડ છે. સુશોભનની ચીજો મેલી થઈ ગઈ છે. અંધારામાં વીંછી, છછુંદર અને ગરોળિયો વગેરે સ્વતંત્ર થઈ વિહાર કરે છે. ચામાચીડિયાં ને કબૂતરો રાતદિન ઉડયા કરે છે. સૂર્યમુખીએ પાળેલાં કેટલાંએ પક્ષીઓમાંથી બિલાડીએ શિકાર કર્યો છે, અને કેટલાંએ દાણા–પાણી સમયસર ન મળવાથી કલરવ કરે છે. હંસ અને બતકોને ગીધે મારી નાખ્યાં છે. મયૂરોએ જંગલની રાહ પસંદ કરી છે. ગાયોને પૂરો ઘાસચારો ન મળવાથી હાડકાં નીકળી આવ્યાં છે. નગેન્દ્રના શ્વાનોમાં હવે પૂર્વવત્ સ્ફુર્તિ રહી નથી. એમને કોણ દૂધ પાય? તે હવે બુલંદ અવાજે ભસી શકતા નથી. આખો દિન તેમને બાંધી રાખવામાં આવે છે. તેમાંથી કેટલાંએ મરી ગયા છે. કેટલાંયે નાસી ગયા છે, કોઈ પાગલ થઈ ગયા છે. અશ્વો પણ રોગથી વિમુક્ત નથી. જે અશ્વો રોગી નથી તે પણ રોગી જેવા દેખાય છે. તેમને ઘાસ અને ચંદી નિયમિત મળતી નથી. કોઈ તેમની સંભાળ લેનાર નથી, કોચવાન અને સાઈસ બધા

સ્વતંત્ર થઈ આખો દિવસ પોત પોતાની પત્ની પાસે બેસી રહે છે. મકાનની હાલત દિનપ્રતિદિન બગડી રહી છે. કોઈ તેને સાફસૂફ કરતું નથી. ચૂનાથી ધોળાતું નથી. છત પર જાળા છે, મહેલની સ્વચ્છતા પર કોઈ ધ્યાન આપતું નથી. મકાનનો જે ભાગ તૂટી ફૂટી ગયો છે તેનું સમારકામ થતું નથી. માલૂમ પડે છે કે લક્ષ્મી આ ઘરમાંથી વિદાય થઈ ગઈ છે.

જે ફૂલવાડીમાંથી માળી ચાલ્યો ગયો છે તે જગાએ ઘાસ ઉગ્યું છે. જે ગુલાબનાં છોડો પર મોટાં મોટાં ગુલાબ થતાં હતાં તેમાંના ઘણાખરા છોડ તો સૂકાઈ ગયા છે. જે છે તેના પર નાના ફૂલ નજરે પડે છે. જેવી દશા એ પુષ્પોની છે તેવી દશા મહેલની અંદર રહેતી કુંદનની છે. જેમ બીજા માણસો રહેતા હતા તેમ એ પણ રહેતી હતી. જો કોઈ તેને ગૃહસ્વામિની સમજી કહેતું તો તે સમજતી કે મારો ઉપહાસ થઈ રહ્યો છે. દીવાનજી જ્યારે તેને કોઈ વાત પૂછાવતા ત્યારે તેની છાતી ભયથી ધડકતી હતી. તે સાચે દીવાનજીથી ડરતી હતી. તેનું એક કારણ હતું. નગેન્દ્ર કુંદનને પત્ર લખતો ન હતો, તેથી દીવાનજી પાસેથી તેનો પત્ર મંગાવીને તે વાંચતી હતી. તે સંધ્યા ગાયત્રીના પાઠની માફક તેનો નિત્ય પાઠ કરતી હતી. દીવાનજી તે પત્રોની માંગણી ના કરે એ વાતનો તેને સદાય ભય રહેતો હતો. એથી દીવાનજીનું નામ સાંભળીને તેનું મુખ ફીક્કું પડી જતું હતું. દીવાનજીને આ વાત મહામાયા મારફત ખબર પડી હતી. તેથી તે તેને પત્ર મોકલવાનું કહેતા નહિ. તે પત્રોની નકલ પોતાની પાસે રાખીને કુંદનને વાંચવા માટે મોકલી આપતા હતા.

સૂર્યમુખીને વાસ્તવિક રીતે કષ્ટ પડયું હતું તો શું કુંદનને સુખ હતું ? સૂર્યમુખી સ્વામીને હૃદયથી ચહાતી હતી તો શું કુંદન ચહાતી ન હતી ? સૂર્યમુખીના હૃદયમાં પતિપ્રેમ હતો તો શું કુંદનમાં ન ન હતો ? તેના નાના હૃદયમાં પણ અસીમ પ્રેમ છે. પણ-તે પ્રગટ કરવાની શક્તિ તેનામાં નથી. લગ્ન પહેલાં જ કુંદનને નગેન્દ્ર

પ્રતિ પ્રેમ ઉત્પન્ન થયો હતો પણ તેણે કોઈને કહ્યું નહિ. તેના હૃદયના ભાવને કોઈએ જાણ્યો નહિ. પ્રેમ હતો તો પણ તેણે નગેન્દ્રને મળવાની ઇચ્છા કરી નહિ. આશા પણ કરી નહિ. જે સુખ મળવાની આશા તેને સ્વપ્ને પણ ન હતી તે અનાયાસે પ્રાપ્ત થઈ ગયું. આકાશનો ચંદ્ર તેના હસ્તમાં આવી ગયો. પણ તે ચંદ્ર એકાએક હાથમાંથી ચાલ્યો ગયો. ક્યાં ગયો તેનો પત્તો ન હતો. કયા અપરાધ માટે નગેન્દ્ર તેને પગની ઠોકર મારી ચાલ્યો ગયો તે કુંદનની સમજમાં ન આવ્યું. તે દિનરાત એ વિચારતી રહી અને રડી રડીને આંસુ સારતી. તે મનમાં વિચારતીઃ 'મારું એવું ક્યાં સદ્‌ભાગ્ય છે કે તેમનો પ્રેમ હું મેળવી શકું ? પ્રેમ રાખે કે ન રાખે પણ એકવાર દર્શન પણ કેમ દેતા નથી ? કદાચ તેમને લાગતું હશે કે આ બધી વિપત્તિનું મૂળ કુંદન જ છે. શું આ બધા અનર્થોનું મૂળ હું જ છું એમ જ બધા સમજતા-વિચારતા હશે? પણ બધા અનર્થોનું મૂળ હું કેવી રીતે છું તે હું જાણતી નથી. મેં એવો કયો અપરાધ કર્યો છે? કયા અપરાધ માટે બધા લોક મને અનર્થોનું મૂળ સમજે છે?'

કુંદનને વળી એવા પણ વિચારો આવતા 'સૂર્યમુખીની આ દશા મારે કારણે જ થઈ છે. તેણે મારી રક્ષા કરી હતી. મને પોતાની બહેન જેવી જ ચહાતી હતી. તેને મેં રસ્તે રખડતી ભીખારણ બનાવી. મારા સમાન હતભાગી પાપી બીજું કોણ હશે? હું શામાટે મરી ના ગઈ? હજી પણ કેમ મરતી નથી? ના-ના હમણાં મરીશ નહિ. સૂર્યમુખીને એકવાર મળી લઈશ. શું તે અહીં નહિ આવે? તેના પાછા આવ્યા પછી જ મરીશ. તેના સુખમાર્ગમાં હું કંટક બનીશ નહિ."



કલકત્તામાં જે જરૂરી કાર્યો હતાં તે પૂરાં થયાં. વસિયત-નામું લખાઈ ચૂક્યું. તેમાં બ્રહ્મચારી અને અજ્ઞાત નામે બ્રાહ્મણની સ્ત્રી જેની સાથે સૂર્યમુખીએ હોડીની મુસાફરી કરી હતી તેના પુરસ્કારની વિશેષ વ્યવસ્થા કરવામાં આવી હતી. તે વસિયતનામાનું રજિસ્ટ્રેશન હરિપુરમાં થાય એમ હતું તેથી તે લઈ ને નગેન્દ્ર ગોવિન્દપુર ગયો. દિનેશને ત્યાં આવવાનો આદેશ કરતો ગયો. દિનેશે તે વસિયત-નામાની વ્યવસ્થા તથા પગે ચાલીને જતા નગેન્દ્રને રોકવા ઘણી કોશિષ કરી પરંતુ તે નિષ્ફળ ગઈ.

દિનેશ જળમાર્ગે તેનો અનુગામી થયો. મંત્રી વિના કમલનું કામકાજ અટકતું હતું તેથી તે પણ કંઈ પૂછ્યા વિના દિનેશની નાવમાં સતીશને લઈને બેસી ગઈ.

પ્રથમ કમલ ગોવિંદપુરમાં આવી પહોંચી તે જોઈને કુંદનને લાગ્યું કે મહેલરૂપી આકાશમાં પુનઃ એક તારાનો ઉદય થયો છે. જ્યારથી સૂર્યમુખીએ ગૃહત્યાગ કર્યો હતો ત્યારથી કુંદન પર કમલનો અસાધારણ ક્રોધ હતો. તે તેનું મુખ પણ જોવા ઇચ્છતી ન હતી, પણ આ સમયે કુંદનનો ફિક્કો ચહેરો જોઈ કમલનો ક્રોધ દૂર થઈ ગયો ને તેના મનમાં દયા આવી. તે કુંદનને ખુશ કરવાના યત્ન કરવા લાગી. નગેન્દ્રના આગમનના સમાચાર આપીને તેના મુખ પર હાસ્યનું ચિહ્ન જોયું. તેણે સૂર્યમુખીના મૃત્યુની વાત પણ કહી સંભળાવી. તે સાંભળીને કુંદન રડી પડી. કુંદનની રડવાની વાત જાણી આ વાર્તા વાંચનાર કેટલીએ પતિભક્તિ સ્ત્રીઓ હસશે ને કહેશે કે માછલીના મૃત્યુ પર બિલાડી શા માટે આંસુ સારે? પણ કુંદન

ઘણી ભોળી હતી, શોકયના મૃત્યુથી ઉપજતો હર્ષ તે જાણતી ન હતી. અણસમજુ બાલિકા શોકયના મૃત્યુથી પણ રડી ઊઠી.

કમલે કુંદનને સમજાવી પટાવી શાંત કરી. કમલ પોતે આ સમયે શાંત હતી. તે પહેલાં સૂર્યમુખીના મૃત્યુ સમાચાર જાણી ખૂબ રડી હતી. પણ તેને લાગ્યું કે રડવાથી શું વળશે? મને રડતી જોઈને સતીશ રડે છે. રડવાથી સૂર્યમુખી પાછી ફરનાર નથી, તો પછી શા માટે મારે રડીને બીજાઓને દુઃખી કરવા? હું સૂર્યમુખીને કદી પણ ભૂલનાર નથી. તેની ભાવના મારા હૃદયમાં હરહંમેશ રહેશે. જો મારા હસવાથી સતીશ હસે તો મારે પણ શા માટે ના હસવું? આમ વિચારી કમલે રુદનનો ત્યાગ કરી પુનઃ પોતાની અસલ પ્રકૃતિ ધારણ કરી.

કમલે દિનેશને કહ્યું: "આ ઘરની વૈકુંઠની લક્ષ્મી તો વૈકુંઠ ચાલી ગઈ છે. ભાઈ અહીં આવશે તો તે શું ઝાડના પાન પર સૂઈ રહેશે?"

"ચાલો, આપણે તેની સૂવાની જગા ઠીક કરીએ." એમ કહી મકાન અને બગીચાના દરેક ભાગની સાફસૂફી કરવા માણસોને સૂચન કર્યું. માણસોએ સાફસૂફી ને ધોવાનું તથા ધોળવાનું કામ શરુ કર્યું. મહેલ જાણે હર્ષથી હસવા લાગ્યો.

નગેન્દ્ર આવી પહોંચ્યો, સાંજ વીતી ચૂકી હતી. નગેન્દ્રનો શોક પ્રવાહ આ સમયે સંપૂર્ણ સ્થિર થયો હતો. જે દુઃખ પહેલાં હતું તે હવે નથી, પણ અધીરતા ઘટતી જતી હતી. તેણે શાંતિથી પડોશીઓ સાથે વાતચીત કરી. બધાંને બોલાવી કુશળ સમાચાર પૂછ્યાં, પણ સૂર્યમુખીના સંબંધમાં કોઈને કંઈ જણાવ્યું નહિ. તેની આ ધીરજ જોઈને સૌને દુઃખ થયું. જૂના નોકરો તેને પ્રણામ કરીને બહાર જતાં ખૂબ રડ્યા, નગેન્દ્રે ફક્ત એક વ્યકિતને ના મળીને તેનું મન દુભાવ્યું અને તે ચિરદુઃખયારી કુંદન!

## ૪૩

નગેન્દ્રની ઇચ્છાનુસાર દાસીઓએ સૂર્યમુખીના ઓરડામાં તેનો પલંગ સાફસૂફ કરીને બિછાવ્યો.

અર્ધી રાત્રે જ્યારે સૌ નિદ્રાવશ થયાં ત્યારે નગેન્દ્ર ચૂપચાપ ઊઠીને સૂર્યમુખીના ઓરડામાં સૂવા માટે ગયો. સૂવા નહિ પણ રડવા માટે ગયો. સૂર્યમુખીનું શયનગૃહ ખૂબ મોટું અનેરું મનોહર હતું. તેણે તે ઘણા ખર્ચે તૈયાર કરાવ્યું હતું. તેની દિવાલો સંગેમરમરની હતી. છત પણ ચિત્રિત હતી. દિવાલ પર ભૂરા લાલ અને પીળા રંગની ફળ–પુષ્પ પલ્લવયુક્ત લતાઓના ચિત્ર વિશેષ હોશિયારીથી અંકિત કરવામાં આવ્યા હતા. તે ચિત્રનાં ફળો પર વિવિધ રંગી ચકલીઓ ફળ ખાતી ચિતરવામાં આવી હતી. તે જોતાં જાણે સજીવ ચકલીઓ જ ફળ ખાઈ રહી છે એવો ભાસ થતો હતો. દેવોના પણ અનેક ચિત્રો ત્યાં શોભતાં હતાં, પલંગની સામે એક મોટો આયનો ભીંતે ટાંગવામાં આવ્યો હતો. ચિત્રો બધાં સ્વદેશી હતાં એકપણ પરદેશી ન હતું. નગેન્દ્રને એ તસ્વીરો ખૂબ જ ગમતી હતી. કુશળ ચિત્રકારોના હાથે ચીતરાયેલા કેટલાક ચિત્રોનો ભાવ જાણવા જેવો છે.

એક ચિત્ર કુમાર સંભવમાંથી આલેખવામાં આવ્યું હતું. મહાદેવ પહાડની ટોચે આસન લગાવી તપશ્ચર્યા કરી રહ્યા છે. લતાભવનના દ્વાર પર નંદી મોં પર આંગળી રાખી સંકેતથી જંગલના શબ્દોનું નિવારણ કરી રહી છે, વન નિસ્તબ્ધ છે, ભમરા પાન નીચે છૂપાઈ ગયા છે. મૃગનું ટોળું સૂતેલું છે. તે સમયે મહાદેવનું ધ્યાનભંગ કરવા કામદેવનું આગમન ને સાથે સાથે વસંતનો ઉદય થાય છે શિવજીની સમક્ષ વસંતના પુષ્પોનું આભરણ ધારણ કરી પાર્વતી તેને પ્રણામ

કરવા આવી છે. જ્યારે તે મહાદેવજીને પ્રણામ કરવા બંને ઘૂંટણ ધરતી પર રાખી હાથ જોડી મસ્તક નીચું નમાવી તૈયાર થઈ હતી તે સમયનું એ ચિત્ર છે. મસ્તક નમવાથી અંબોડામાં ખોસેલા બે એક પુષ્પો નીચે પડી રહ્યાં છે. શરીર પરનો વસ્ત્રનો છેડો કંઈક સરકી પડયો છે. અને બીજી તરફ કામદેવ વસંતના વિકસિત પુષ્પો બનીને તેમાં છૂપાઈને એક ઘૂંટણ ધરતી પર રાખી ડાબે હાથે પુષ્પ ધનુષ્યની તાંતને કાન સુધી ખેંચી તેના પર પુષ્પનું બાણ ચઢાવી રહ્યા છે.

એક ચિત્રમાં શ્રીરામચંદ્રજી જાનકીને સાથે લઈને લંકાથી પાછા ફરી રહ્યા છે. બંને રત્નજડિત પુષ્પક વિમાનમાં બેસીને આકાશમાર્ગે અયોધ્યા તરફ જઈ રહ્યા છે. રામચંદ્રજી જાનકીના એક ખભા પર ડાબો હાથ રાખીને જમણા હાથની આંગળીથી પૃથ્વી પર શોભા બતાવી રહ્યા છે. વિમાનની ચોતરફ વિવિધરંગી કાળા, પીળા, લાલ, સફેદ વાદળાં ધૂમાડાના ગોટા માફક અહીં તહીં જઈ રહ્યાં છે. નીચે નીલ સમુદ્રની તરંગો લહેરાઈ રહી છે. સૂર્યના કિરણોમાં તે હીરાના ઢગલાની માફક ચમકતાં દેખાય છે.

બીજા એક ચિત્રમાં સભદ્રાનું હરણ કરી અર્જુન રથમાં બેસાડવા લઈ જઈ રહ્યો છે. તેની પાછળ અસંખ્ય યાદવસેના દોડતી આવી રહી છે સુભદ્રા પોતે સારથી બનીને રથ હાંકી રહી છે. અશ્વો રથને આકાશમાર્ગે વાદળને સ્પર્શીને વાયુ વેગે જઈ રહ્યા છે. સુભદ્રા પોતાના સારથી તરીકેના કૌશલ્ય પર પ્રસન્ન થઈ અર્જુન તરફ વાંકી નજરે તાકી રહી છે, અને કુંદ સમાન દાંતોથી અધરને દબાવી હસી રહી છે. અવિરત ગતિથી દોડતા રથને લીધે વાયુથી તેના :વિખરાયલા વાળ ઉડી રહ્યા છે. પરસેવાથી ભીંજાઈને બે એક લટ કપાળ પર ગોળાકારે ચોંટી ગઈ છે.

એના જેવા બીજા અનેક ભાવપૂર્ણ ચિત્રોથી ઓરડાની દીવાલો શોભાયમાન હતી. રત્નાવલી, સત્યવાન–સાવિત્રી, દુષ્યંત–શાકુન્તલ,

ઉત્તરા–અભિમન્યુ અને રુક્ષ્મણી–સત્યભામા સહિત શ્રીકૃષ્ણ આદિના ઘરના–સંઘટિત ચિત્ર, એકથી એક ચઢી જાય એવા હૃદયાકર્ષક હતાં. સૂર્યમુખીએ સત્યભામા પ્રતિ કટાક્ષ કરી તેના મોહભંગ પર શ્રીકૃષ્ણના તુલારોહણ ચિત્ર નીચે પોતાના હાથે લખ્યું હતું કે "જેવું કર્મ તેવું ફળ. સ્વામીની સાથે સોના ચાંદીની તુલના ?"

નગેન્દ્ર જ્યારે ઓરડામાં પ્રવેશ્યો ત્યારે અડધી રાત્રી વીતી ચૂકી હતી. તે રાત ખરેખર ભયાનક હતી. સંધ્યાકાળે થોડો થોડો વરસાદ પડ્યો હતો અને પવન પણ જોરથી ફૂંકાતો હતો. એ સમયે પણ ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો અને પવન પણ પ્રચંડ વેગે ફૂંકાતો હતો. જે ઓરડાના બારણાં ખુલ્લાં હતાં તે પવનના જોરે દિવાલ પર અથડાઈને વારંવાર કઠોર ધ્વની દ્વારા નિદ્રિત વ્યક્તિઓની ઊંઘમાં ખલેલ પહોંચાડતાં હતાં. બારણાંની સાંકળો પણ ખન્ ખન્ અવાજે પોતાના કર્ણકર્કશ રાગે આલાપી બારણાંના ખખડાટના સૂરમાં સૂર પૂરાવી રહી હતી. નગેન્દ્રે શયનગૃહમાં પ્રવેશી બારણાં બંધ કરી દીધાં. તે સમયે પવનનો વેગ કંઈક મંદ પડ્યો હતો. પલંગની બાજુના ઓરડાનું દ્વાર ખુલ્લું હતું કારણ કે તે દ્વારથી પવન બહુ આવતો ન હતો.

નગેન્દ્ર દીર્ઘ નિઃશ્વાસ નાંખી એક આરામખુરશી પર બેઠો. તે કેટલીવાર રડ્યો તે કોઈએ જાણ્યું નહિ. સૂર્યમુખી સાથે આ ખુરશી પર બેસીને તેણે કેટલીએવાર તેની સાથે વિનોદ વાર્તાલાપ કર્યો હતો.

નગેન્દ્રે તે અચેતન ખુરશીને આલિંગન કર્યું. પછી સૂર્યમુખીના પ્રિય ચિત્રો પર ધ્યાનપૂર્વક ઘણીવાર સુધી જોયા કર્યું. ઓરડામાં લેમ્પ બળી રહ્યો હતો. પવન લાગવાથી તેની જ્યોત કંપી રહી હતી અને તે દીપ જ્યોતમાં તે સર્વ ચિત્રો સજીવ બની નૃત્ય કરી રહ્યાં હોય એવો ભાસ થતો હતો. પ્રત્યેક ચિત્રમાં સૂર્યમુખીની મૂર્તિ નગેન્દ્રને દેખાવા લાગી.

પાર્વતીના પુષ્પ આભરણુ જોઈને સૂર્યમુખીને એક દિવસ પુષ્પોનાં ઘરેણાં પહેરવાની ઈચ્છા થઈ હતી તેનું તેને સ્મરણ થયું. તેની આ અભિલાષા જાણીને નગેન્દ્ર જાતે ફૂલવાડીમાંથી ફૂલો તોડીને લઈ આવ્યો અને તેના ઘરેણાં પોતે જ બનાવીને સૂર્યમુખીને પહેરાવ્યાં. સૂર્યમુખી પુષ્પોનાં ઘરેણાં પહેરી પુષ્પમયી બની ગઈ હતી. આથી સૂર્યમુખીને જે સુખ મળ્યું હતું તે સુખ કોઈ રમણી રત્નથી અલંકૃત થતાં પણુ મેળવી શકે છે ? અને જ્યારે એક દિવસ સૂર્યમુખીને સુભદ્રાને રથ હાંકતા જોઈને નગેન્દ્રની ઘોડાગાડી હાંકવાનો મનોરથ થયો ત્યારેસૂર્યમુખીનો આ આશય સમજીને પ્રેમપરાયણુ નગેન્દ્ર તત્કાળ એક નાની ઘોડાગાડી બે નાના ઘોડા જોડીને અંતઃપુરની ઉપવાટિકામાં મંગાવી. સૂર્યમુખી અને નગેન્દ્ર બંને બેઠાં. સૂર્યમુખીએ ઘોડાની લગામ પકડી ને ઘોડા ઉપડયા. સૂર્યમુખી સુભદ્રાની માફક નગેન્દ્ર પ્રતિ દૃષ્ટિ ફેંકીને દાંતથી અધરને દબાવતી હસવા લાગી. એટલામાં ઘોડાઓએ ફાટકને સામે જોઈને ઘણા વેગથી દોડીને ગાડીને ફાટક બહાર લઈ જઈ સડક પર દોડવા લાગ્યા. સૂર્યમુખી ઘોડાને રોકી શકી નહિ અને એકાએક ઉપવાટિકાની બહાર આવવાને કારણે લજ્જાથી ઘૂંઘટ ખેંચવા લાગી. તેની આ હાલત જોઈને નગેન્દ્રે તુરત જ ઘોડાની લગામ પોતાના હાથમાં લઈને ગાડીને ફેરવીને ઉપવાટિકામાં લઈ આવ્યો. બંને ગાડીમાંથી ઉતરીને ખૂબ હસ્યાં, શયનગૃહમાં જઈને સૂર્યમુખીએ સુભદ્રાના ચિત્ર તરફ મૂઠી ઉગામીને કહ્યું: “ તું જ આજની સર્વ આફતનું મૂળ છે.”

નગેન્દ્રને આ વાતનું સ્મરણુ થતાં તે ઘણું રડયો. માર્મિક પીડા સહન ન કરી શકવાને કારણે તે ઊઠીને ઘરમાં ફરવા લાગ્યો તોપણુ તેને શાંતિ વળી નહિ. દીવાલો પર ચિત્રકારે જે લતા ચીતરી હતી તેની નકલ કરવાની ઈચ્છાથી સૂર્યમુખીએ એક લતા ચીતરી હતી, તે હજી પણુ એ જ સ્થિતિમાં હતી. એક વખત હોળીઉત્સવમાં

સૂર્યમુખીએ સ્વામીને રંગ છાંટી રંગ્યા હતા. રંગ ઉડીને નગેન્દ્ર પર ન પડતા દીવાલ પર પડચો હતો. તેનું ચિહ્ન આજે પણ તેવું જ મોજૂદ હતું. મકાન તૈયાર થતાં સૂર્યમુખીએ એક સ્થાને સ્વહસ્તે લખ્યું હતું–

સંવત ૧૯૧૦
ઇષ્ટ દેવતા
સ્વામીની સ્થાપના માટે
આ આનંદ મંદિર
તેમની દાસી સૂર્યમુખી દ્વારા
પ્રતિષ્ઠિત થયું.

નગેન્દ્રની દૃષ્ટિએ આ લખાણ પડયું. તેણે તે ઘણી વાર વાચ્યું. વારંવાર વાંચવા છતાં તેને તૃપ્તિ થઈ નહિ. આંખમાં આંસુ આવવાથી દૃષ્ટિમાં વ્યાઘાત થવા લાગ્યો. આંખો લૂછી પુનઃ તે વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતા તેને લાગ્યું કે પ્રકાશ ઝાંખો થવા માંડ્યો છે. પાછા ફરીને જોતાં તેને માલૂમ પડયું કે બત્તી બૂઝાવાની અણી પર હતી. નગેન્દ્ર નિશ્વાસ નાંખી પલંગ પર સૂવા માટે ગયો. પલંગ પર બેઠો એટલામાં જ પવનનું પ્રાબલ્ય વધ્યું. ચોતરફ બારણા ખખડવાનો ધ્વની કર્ણે પડવા લાગ્યો. બૂઝાતો દીપક પણ છેલ્લી ઘડીએ વધુ પ્રકાશ ફેંકી રહ્યો હતો. નગેન્દ્રે સૂવાનો યત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. સૂર્યમુખીની મૂર્તિ તેની દૃષ્ટિ સમક્ષ નૃત્ય કરવા લાગી. તેના ક્ષણ ક્ષણના લલિત હાવભાવ તથા મધુર સુહાસ્યનું સ્મરણ કરી તે અધીર થઇ બોલી ઊઠયો: "સૂર્યમુખી! સૂર્યમુખી! તું કયાં ગઈ? ધિક્કાર છે મારા જીવનને!"

પવનના જોરે ઓરડાનું બારણું એકાએક જોરથી ખખડી ઊઠયું નગેન્દ્રે ચોંકીને તે તરફ જોયું. ઝાંખા પ્રકાશમાં તેની નજર એ અદ્ભુત વસ્તુ પર પડી. પલંગની પાસે જે ઓરડાનું બારણું ખુલ્લુ હતું ત્યાં તેને એક મનુષ્યની આકૃતિ જોઈ. છાયા સ્ત્રીની હતી અને તે સિવાય એને બીજું કંઈ જોયું. તે જોઈને એનું શરીર રોમાંચિત થઈ ગયું. હાથ પગ કંપવા લાગ્યા, કાળજું ધડકવા લાગ્યું: તે છાયા સૂર્યમુખીની આબેહૂબ મળતી હતી. જ્યારે નગેન્દ્રને લાગ્યુ કે તે સૂર્યમુખીની છાયા છે ત્યારે તે પલંગ પરથી કૂદીને છાયાને ભેટવા દોડયો. છાયા અદ્રશ્ય થઇ ગઈ. તે જ સમયે બત્તી બુઝાઇ ગઈ. ઓરડામાં અંધકાર છવાઈ ગયો. નગેન્દ્ર ચીસ પાડીને બેહોશ થઈ ધરતી પર ઢળી પડ્યો.

જ્યારે નગેન્દ્ર શુદ્ધિમાં આવ્યો ત્યારે પણ ઓરડામાં ઘનઘોર અંધકાર વ્યાપેલો હતો. તેને યાદ આવ્યું કે પોતે તો મૂર્છિત થઈ ધરતી પર ઢળી પડ્યો હતો તો પછી તેના માથા નીચે ઓશીકું ક્યાંથી આવ્યું તે જોઈ તેને આશ્ચર્ય થયું, તેને સંદેહ થયો કે તેના માથા નીચે ઓશીકું જ છે ને? હાથથી સ્પર્શ કરતાં તેને લાગ્યું કે તેને જે ઓશીકાનો ભાસ થયો હતો તે ઓશીકું ન હતું, પણ કોઈ મનુષ્યની જાંઘ હતી. તેની કોમળતાથી તે સમજ્યો કે તે સ્ત્રી હોવી જોઈએ. તેને લાગ્યું કે કોઈએ આવીને તેની બેહોશી હાલતમાં તેનું મસ્તક ઉઠાવી પોતાના ખોળામાં મૂક્યું હશે. શું તે કુંદન હશે? સંદેહ નિવારણાર્થે તેણે પૂછ્યું: "કોણ છે?" તે સ્ત્રીએ કંઈ ઉત્તર ના આપ્યો. કેવળ બે ત્રણ બૂંદ ગરમ પાણીના નગેન્દ્રના ગાલ પર પડ્યા. નગેન્દ્ર ભલે બીજું કંઈ ના સમજ્યો હોય પણ એટલું તો જરૂર જ સમજ્યો કે તે સ્ત્રી રડી રહી છે. ઉત્તર ન મળવાથી નગેન્દ્રે તેનો અંગ સ્પર્શ કર્યો. તે કંઈ સમજી શક્યો નહિ. તેની બુદ્ધિ બહેર મારી ગઈ. તેનું શરીર અકડાઈ ગયું. તે નિશ્ચેટ બની કાષ્ટની માફક થોડીવાર પડી રહ્યો. પછી ધીમે ધીમે શ્વાસ લેતો રમણીના ખોળામાંથી માથું ઉઠાવી બેઠો થઈ ગયો.

હવે વરસાદ વરસવો બંધ થઈ ગયો હતો. વાદળનું નામ નિશાન ન હતું. આકાશ તદ્દન સ્વચ્છ થઈ ગયું હતું. પૂર્વ દિશામાં અરુણિમા પથરાઈ ગઈ હતી. બહાર સારી રીતે ઉજાસ નજરે પડતો હતો. ઘરમાં પણ વૃક્ષોના છેદોમાંથી થોડો થોડો પ્રકાશ આવી રહ્યો હતો.

નગેન્દ્રે જોયું તો તે રમણી ઊભી થઈને ધીરે ધીરે દરવાજા તરફ જઈ રહી છે નગેન્દ્રે તેના પગના ચાલવાના અવાજ પરથી જાણ્યું કે તે કુંદન નથી. તે સમયે ઘરમાં એટલો પ્રકાશ આવતો ન હતો કે કોઈને એ કળી શકાય, પણ આકાર, ચાલ, રીતભાત વગેરેથી થોડી થોડી તે વ્યક્તિ ઓળખાઈ ચૂકી. નગેન્દ્ર તે તરફ થોડીવાર સુધી જોઈ રહ્યો, પછી નગેન્દ્ર તે ઉત્થિત સ્ત્રી મૂર્તિની પાસે જઈને તેના પગે પડચો ને બોલ્યોઃ "તું દેવી છે, માનવી નથી. તું ગમે તે હો, હું તારે પગે પડું છું, તું એકવાર બોલ નહિ તો હું મૃત્યુ પામીશ."

તે અજાણી સ્ત્રીએ શું કહ્યું તે ભાગ્યદોષથી નગેન્દ્ર સમજી શકચો નહિ, પણ તે પરિચિત કંઠસ્વર તેના કાને અથડાતાં તીરની માફક ઊભો થઈને તે સ્ત્રીને આલિંગન દેવા તૈયાર થયો, પણ તે મોહિની મૂર્તિ પાસે ત્યક્ત થએલી લતા જેમ વૃક્ષ પાસે નીચે પડે છે તેમ તે તેના પગ પાસે બેશુદ્ધ થઈને પડચો.

તે સ્ત્રીએ પુનઃ બેસીને તેનું મસ્તક ખોળામાં લીધું. જ્યારે નગેન્દ્રને ચૈતન્ય આવતાં આંખો ખોલી ત્યારે સૂર્યોદય થઈ ચૂકચાને થોડો સમય થઈ ગયો હતો. ઘરમાં સારી રીતે અજવાળું થઈ ગયું હતું. ઘરની આસપાસ બગીચામાં વૃક્ષો પર ચકલીઓ ચકચકી રહી હતી. ઊંચા વૃક્ષોના છિદ્રોમાંથી સૂર્યના કિરણો ઘરની અંદર આવી રહ્યાં હતાં. નગેન્દ્રને પુનઃ ભાસ થયો કે એનું મસ્તક કોઈના ખોળામાં છે. તેની આંખો બંધ હતી. તે બોલ્યોઃ "કુંદન, તું ક્યારે આવી? આજે આખી રાત મેં સૂર્યમુખીને સ્વપ્નમાં જોઈ છે. સ્વપ્નમાં હું તેના ખોળામાં પણ સૂતો હતો. હું જેમ અત્યારે તારા ખોળામાં છું તેમ જો હું સૂર્યમુખીના ખોળામાં આ રીતે સૂતો હોઉં તો મને કેટલો હર્ષ થાય?"

સ્ત્રીએ કહ્યુંઃ "જે હતભાગીને જોઈને તમને સુખ મળે છે તે જ હું હતભાગી છું, તે જ તુચ્છ દાસી આપની પાસે બેઠી છે."

નગેન્દ્રે આંખો ખોલી. તે એકદમ ચોંકીને બેઠો થઈ ગયો, આંખો લૂછીને વળી તેના તરફ તે તાકી રહ્યો. બંને હાથે માથું પકડી તે બેસી રહ્યો અને મનમાં વિચારવા લાગ્યો: "શું હું પાગલ થઈ ગયો છું ? શું તે સાચે જ સૂર્યમુખી છે ? તે હજી હયાત છે ? ના–ના તે તો એનો મૃત આત્મા છે. ઓ ભગવાન! આખરે શું મારા ભાગ્યમાં મારે પાગલ બનવાનું લખાયું છે ?" આમ વિચારી નગેન્દ્ર વળી પાછો ધરતી પર પડી બંને હાથમાં મોં છૂપાવી રડવા લાગ્યો.

આ સમયે સ્ત્રીએ તેના બંને પગ પકડી લીધા, તેને તેના પગ પર માથું મૂકી નેત્રજળથી તેને ધોયા. માથું ઉંચુ કરી તે ગદ્દગદ્દ કંઠે બોલી: "મારા જીવન! ઊઠો–ઊઠો. જમીન પરથી બેઠા થાઓ. તમારું કષ્ટ મારી આંખોથી જોવાતું નથી. મેં તમારે માટે ઘણાં દુ:ખો સહન કર્યાં છે, પણ આજે મારા તે સૌ દુ:ખોનું અવસાન થયું છે. ચાલો–ઊઠો. હું મૃત્યુ પામી નથી, જીવતી છું, આપની સેવા કરવા હું પાછી આવી છું."

હવે ભ્રમ કેવો ? નગેન્દ્ર સૂર્યમુખીને આલિંગન કરી ઘણી વાર સુધી રડ્યો. બંનેના નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી. કોઈના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો ન હતો. શું આ પ્રકારના રુદનમાં પણ સુખ હશે ?



## ૪૫

જ્યારે શયનગૃહમાં સૂર્યમુખી અને નગેન્દ્ર આનંદ-સમુદ્રમાં ડૂબકીઓ મારતાં પરસ્પર પ્રેમામૃતપૂર્ણ વાર્તાલાપ કરી રહ્યાં હતાં ત્યારે તે મહેલના બીજા ઓરડામાં એક બીજી પ્રાણસંહારક વાતચીત ચાલી રહી હતી. પણ તે પૂર્વે ગત રાત્રિની વાતનો ઉલ્લેખ કરવો આવશ્યક છે.

ઘેર આવીને નગેન્દ્ર કુંદનને મળ્યો ન હતો. તેથી તે દુઃખી થઈને પોતાની સૂવાની ઓરડીમાં ઓશીકામાં મોં છૂપાવી આખી રાત રડી હતી તેનું રુદન બાળકના રુદન જેવું ન હતું. તેનું રુદન માર્મિક દુઃખનું હતું. જેમ કોઈ બીજાને પોતાની અજ્ઞાનતાને કારણે નિષ્કપટ આત્મસર્પણ કરી અમૂલ્ય હૃદય બીજાને સોંપે અને તેના બદલામાં તેને ઘૃણા સહિત તિરસ્કાર મળે તે જ એ રુદનનો અર્થ સમજી શકે. કુંદન પરિતાપ કરવા લાગી કે 'સ્વામીના દર્શનની લાલસાએ હું શા માટે આટલા દિવસ જીવતી રહી?' વળી તેને એ પણ વિચાર આવ્યો કે 'હવે ક્યા સુખની આશાએ જીવન જીવવું?'

આખી રાત કુંદનને ઊંઘ ના આવી અને વહેલી સવારે તેની આંખ મીંચાઈ. તેણે તંદ્રાવસ્થામાં પુનઃ સ્વપ્ન જોયું.

ચાર વર્ષ પૂર્વે પિતાના ઘરમાં પિતાની મૃત્યુશૈયા પાસે નિદ્રામાં તેની આંખો સમક્ષ જે તેજોમયી મૂર્તિ તેની માતાનું રૂપ ધારણ કરીને પ્રગટ થઇ હતી તે જ આલોકમયી મૂર્તિ કુંદનના માથે આવીને ઊભી છે. પણ આ સમયે તે ચંદ્રમંડળની મધ્યમાં ઊભી નથી. એક ભૂરા વાદળની મધ્યમાં સ્થિર થઈને આકાશથી ભૂમંડળ તરફ આવી રહી છે. તેની ચોતરફ અંધકારભરી કાળી વાદળીઓ પાણીના મોજાં

માફક ઉભી રહી છે. તે અંધકારની મધ્યમાં એક મનુષ્યની મૂર્તિ જરા હસી રહી છે. વચ્ચે વચ્ચે વીજળી ચમકી ઉઠે છે. કુંદને ડરતાં ડરતાં જોયું તો તે હસતું મુખમંડળ મહામાયાનું હતું. માતાના મુખ પર આ સમયે ગંભીર ભાવ છવાયો છે. માતાએ કહ્યું: "કુંદન! પહેલાં તેં મારી વાત ના માની પણ હવે તો દુઃખના દિવસો જોઈને ખાત્રી થઈને?"

કુંદન રડી પડી. માએ ફરી કહ્યું: "મેં તને કહ્યું હતું કે હું એક વાર ફરી આવીશ. તેથી જ આવી છું. જો હવે તને સંસારના સુખથી તૃપ્તિ થઈ હોય તો મારી સાથે ચાલ."

કુંદને રડતાં રડતાં કહ્યું: "બા, તું મને સાથે લઈ જા. હું હવે અહીં રહેવા ઇચ્છતી નથી."

માએ પ્રસન્ન થઈ કહ્યું: "તો ચાલ!"

એમ કહીને તે તેજોમયી મૂર્તિ અદૃશ્ય થઈ ગઈ. જાગૃત થતાં કુંદને ભગવાનને પ્રાર્થના કરી કે તેનું આ સમયનું સ્વપ્ન સફળ થાઓ.

સવાર થતાં મહામાયા કુંદનની સેવામાં આવી પહોંચી. તેણે જોયું તો કુંદન રડતી હતી.

કમલમુખી જ્યારથી આવી છે ત્યારથી મહામાયાએ વિનીતભાવ ધારણ કર્યો છે. હવે તે કુંદન સાથે નમ્રતાથી વર્તે છે. નગેન્દ્રનાથ આવે છે એ સમાચાર પણ નમ્રતાનું કારણ છે. પહેલાં કુંદન સાથે જે કઠોર વ્યવહાર કરતી હતી તેથી જાણે તેના પ્રાયશ્ચિત રૂપે તે હવે કોમળ વ્યવહાર કરવા લાગી છે. તેની સાથે મીઠી વાતો કરે છે. અને તેની આજ્ઞાનુસાર વર્તે છે. જો કુંદનની જગાએ બીજું કોઈ હોત તો મહામાયાનો આ કપટ ભાવ તુરત જ સમજી શકત પણ કુંદન ઘણી ભોળી છે. તે છળકપટ સમજતી નથી. તેથી તે મહામાવાની આ માયા સમજી શકી નહિ. તેની મીઠી મીઠી વાતોમાં ભોળવાઈને તેણે તેનો વિશ્વાસ કર્યો. તેની પ્રપંચ રચના પર કદી સંદેહ કર્યો નહિ.

મહામાયાએ પૂછ્યું: "કેમ બેન! રડો છો?"

કુંદન અનુત્તર રહી. માયાના મુખ તરફ જોતી રહી. માયાએ જોયું કે કુંદનની આંખો સૂજી ગઈ છે. ઓશીકું ભીનું થઈ ગયું છે.

"આ શું? આખી રાત રડીને તમે વીતાવી છે? કેમ? બાબુજીએ કંઈ કહ્યું?"

"કંઈ નહિ."

એમ કહી કુંદન ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. માયાએ વિચાર્યું કે જરૂર કોઈ વિશેષ ઘટના બની છે. કુંદનનું દુ:ખ જોઈ તેના હૃદયમાં આનંદ થયો. તેણે મુખ પર ઉદાસીનતાનો ભાવ પ્રગટ કરી કહ્યું: "બાબુજીએ ઘેર આવીને તમારી સાથે જે વાત કરી છે તે મને કહેવી જ પડશે. હું તો તમારી દાસી છું, મારાથી કંઈ છૂપાવો નહિ."

"મારી સાથે કંઈ પણ વાતચીત થઈજ નથી."

મહામાયાએ વિસ્મિત થઈ કહ્યું: "કેમ? આટલા દિવસના મેળાપ પછી તેમણે તમને કંઈજ કહ્યું નથી?"

"જ્યાં મુલાકાત જ થઈ નથી ત્યાં વાતચીત કેવી?" આમ કહેતાં કહેતાં તો કુંદનની આંખમાંથી ડબકડબક આંસુ પડવા લાગ્યા.

મહામાયા મનમાં ને મનમાં બહુ જ ખુશ થઈ. તે હસીને બોલી: "હં! આવી વાતમાં તો કોઈ રડતું હશે? લોકોને તો કેવાં કેવાં કષ્ટો સહન કરવા પડે છે. તમે આટલાથી જ ગભરાઈ ગયાં? મુલાકાત થતાં વિલંબ થયો તેથી રડવાનું હોય!"

માયાના આ કથનથી કુંદનને કંઈ પણ સાંત્વન ના મળ્યું. તે તેના મુખ તરફ તાકીને અશ્રુપૂર્ણ નેત્રોથી જોઈ રહી. માયાએ કહ્યું: "જો તમને મારા જેટલું કષ્ટ પડયું હોત તો તો તમે ક્યારનીયે 'આત્મહત્યા' કરી લીધી હોત."

'આત્મહત્યા' એ અમંગળ શબ્દ કુંદનના કાનમાં ખટક્યો. તે કંપી ઊઠી. રાત્રે તેણે આત્મહત્યા વિષે વિચાર કર્યો હતો. માયાને મુખે પણ એ વાત સાંભળીને એ રસ્તો જ ઠીક છે એમ તેને લાગ્યું.

મહામાયા કહેવા લાગીઃ "હું મારા દુઃખની કથની કહું છું તે સાંભળો. હું પણ એક આદમીને મારા પ્રાણથી પણ અધિક ગણતી હતી. તે મારો સ્વામી ન હતો. મેં જે પાપ કર્યું છે તે તમારાથી છૂપાવવાથી શો ફાયદો? તમે મારા શેઠાણી છો. તમારી પાસે સ્પષ્ટ વાત કહેવી એ જ ઉચિત છે."

તે નિર્લજ્જતા ભરી કથની કુંદનના કાનમાં ન પ્રવેશી. પણ તેના કાનમાં 'આત્મહત્યા' શબ્દ ગૂંજી રહ્યો. જાણે કોઈ તેના કાનમાં કહી રહ્યું હતુંઃ "તું આત્મહત્યા કરી શકશે? આ કષ્ટ સહન કરવું સારું છે કે મૃત્યુ સારું છે?"

મહામાયા વળી પાછી કહેવા લાગીઃ "તે મારો સ્વામી ન હતો, તો પણ હું એને સ્વામીથી અધિક ચ્હાતી હતી. હું જાણતી હતી કે મારા કરતાં સો ગણી ભૂરી એક બીજી સ્ત્રીને તે ચાહે છે." આમ કહી મહામાયાએ આંખો નીચી કરી કુંદન પ્રતિ એક વાર અતિ તીવ્ર ક્રોપકટાક્ષ કર્યો. "એ વાત જાણ્યા પછી હું એને કદી મળતી ન હતી. એક દિવસ કોણ જાણે શું થયું કે કુબુદ્ધિ સૂઝી ને અમે બંને પાપ પંકમાં લપસી પડ્યાં." આ રીતે ભૂમિકા બાંધીને મહામાયાએ સંક્ષેપમાં કુંદનને પોતાના દારુણ દુઃખનો પરિચય આપ્યો. પણ કોઈનું નામ કહ્યું નહિ. દેવેન્દ્ર અને કુંદનના નામ ગુપ્ત રાખ્યાં.

તેણે કોઈ એવી વાત ના કહી જેથી માયાનો પ્રણયી કે તેની પ્રણયિણી કોણ છે તેની સમજ પડે. અને બીજી પણ ઘણી વાતો ટૂંકમાં કહી. અંતે લાત મારવાની વાત કરીને કહ્યુંઃ "કહો જોઈએ, મેં આટલું અપમાન સહન કર્યું એટલે શું કર્યું હશે?"

"શું કર્યું?"

મહામાયા હાથ મોં હલાવતી બોલીઃ "હું તે જ ક્ષણે એક ચંડાળ વૈદને ઘેર ગઈ. તેની પાસે એવાં ઉગ્ર વિષ છે, કે જે ખાય તે તુરત જ મરી જાય."

"પછી?"

"મેં વિષ ખાઈને મરવાના વિચારે તે વિષ ખરીદ કર્યું. પણ પછી વિચાર આવ્યો કે બીજાને માટે હું શા માટે મરું ? આમ વિચારી વિષને એક ડબ્બીમાં છૂપાવીને એક ખોખામાં મૂકી રાખ્યું છે."

આમ કહી મહામાયા બીજા ઓરડામાંથી એક ખોખું લઈ આવી. માયા તે ખોખામાં મળતી બક્ષીસ તેમજ તફડાવી લીધેલી વસ્તુઓ મૂકવા તે ખોખું ત્યાં રાખતી હતી. માયાએ તે ખોખામાં વિષની ડબ્બી મૂકી હતી.

મહામાયાએ ખોખું ખોલી, ડબ્બી કાઢી તેમાં ઝેર હતું તે કુંદનને બતાવ્યું. માંસલોલુપ બિલ્લીની માફક કુંદન તે ડબ્બીને જોવા લાગી. માયા ખોખું બંધ કરવાનું ભૂલી બીજી વાતો કરવાનો ઢોંગ કરી કુંદનને આશ્વાસન આપવા લાગી. તેજ સમયે અકસ્માત્ નગેન્દ્રના આનંદભવનમાં શંખધ્વની સાથે મંગળવાદ્યો વાગ્યાં. માયા દોડીને જોવા ગઈ. હતભાગિની કુંદને લાગ જોઈ ડબ્બીમાંથી ઝેરનું પડીકું ચોરી લીધું.



મહામાયા ત્યાં જઈને શંખધ્વનિનું કારણ કંઈ પણ સમજી શકી નહિ. તેણે જઈને જોયું તો એક મોટા ઓરડામાં મહેલમાં રહેનાર બધી સ્ત્રીઓ અને છોકરા–છોકરીઓ બધાં ભેગાં મળીને ચોતરફ કોઈને ઘેરીને મોટો કોલાહલ મચાવી રહ્યાં હતાં. મહામાયા તે નવી આવનાર વ્યક્તિને જોઈને સમજી ગઈ કે તે સ્ત્રી છે. રામદેઈ વગેરે દાસીઓ તેના માથામાં સુગંધિત તેલ નાંખી કાંસકીથી વાળ ઓળી રહી છે. જે મંડળી એને ઘેરીને ઊભી રહી છે તેમાંથી કોઈ હસે છે, કોઈ રડી રહ્યું છે, કોઈ મોટે મોટેથી બોલી રહ્યું છે તો કોઈ કુશળ સમાચાર પૂછી રહ્યું છે. નાનાં નાનાં બાળકો આનંદથી કૂદી રહ્યાં છે, કોઈ નાચી રહ્યાં છે, કોઈ ગાઈ રહ્યાં છે, તો કોઈ તાળિયો પાડી રહ્યાં છે. કમલમુખી ઘૂમતી ઘૂમતી શંખ ફૂંકી રહી છે. કદી રડે છે, કદી હસે છે અને કદી ઉમંગથી ગીત પણ ગાય છે.

મહામાયા આ જોઈને ઊભી રહી. તેણે મંડળીની ભીડમાં માથું મારી અંદર જોયું. જોતાં જ તે સ્તબ્ધ થઈ ગઈ. સાક્ષાત્ સૂર્યમુખી સુમધુર સુહાસ્ય કરી રહી છે, દાસીઓમાંથી કોઈ એના માથામાં તેલ નાખે છે, કોઈ કાંસકીથી વાળ ઓળે છે, તો કોઈ તેના પરિત્યક્ત આભુષણો પુનઃ પહેરાવી રહી છે. સૂર્યમુખી બધાંની સાથે હસી હસીને વાત કરી રહી છે, પણ પોતે કરેલા અપરાધસર કંઈક લજ્જા પામે છે. પ્રેમાશ્રુ તેના ગાલોને ભીંજવી રહ્યાં છે.

સૂર્યમુખી મરી ગઈ હતી, તે યમલોકથી પુનઃ પાછી ફરીને ઘરમાં વિરાજી રહી છે, સુમધુર હાસ્ય કરી રહી છે, તે જોઈને સમજ ના પડતાં મહામાયાએ એક સ્ત્રીને પૂછ્યું: "આ કોણ છે?"

રામદેઈએ એ વાત સાંભળી. તેણે કહ્યું: " શું તું ઓળખતી નથી? અમારા રાજભવનની લક્ષ્મી અને તારો કાળ. " તે આટલા દિવસ માયાના ડરથી ચોરની માફક દબાઈ રહેતી હતી પણ આજે ગૃહસ્વામિનીનું આગમન થતાં તેને પણ બોલવાની હિંમત આવી.

વેશવિન્યાસ સમાપ્ત થતાં અને બધાંની સાથે કુશળતાની વાતચીત કરી લીધા પછી સૂર્યમુખીએ કમલને કહ્યું: " ચાલો આપણે બંને કુંદનને મળવા જઈએ. તે બિચારીએ મારો કંઈ અપરાધ કર્યો નથી, તેના પર હું શા માટે ગુસ્સે થાઉં? તે તો મારી નાની બહેન સમાન છે."

ફક્ત કમલ અને સૂર્યમુખી કુંદનને મળવા ગયાં. ત્યાં તેમને અતિ વિલંબ થતાં ઘરની દાસીઓ ગભરાઈ ગઈ. સૌ તેમની આવવાની રાહ જોઈ રહી હતી. આખરે કમલ કરમાયેલે ચ્હેરે ધ્રૂજતી બહાર આવી અને ગભરાટથી નગેન્દ્રને બોલાવવા એક દાસીને મોકલી. નગેન્દ્ર આવી પહોંચ્યો. દરવાજામાં જ સૂર્યમુખી સામે મળી. તે રડી રહી હતી. નગેન્દ્રે પૂછ્યું: " શું થયું? "

" શું થયું? સર્વનાશ. મેં આટલા દિવસો પછી જાણ્યું કે મારા ભાગ્યમાં એક દિવસ પણ સુખ ભોગવવાનું લખાયું નથી, નહિ તો મારા સુખના સમયે આવો સર્વનાશ થાત જ કેમ?"

નગેન્દ્રે ફરીને પૂછ્યું: " શું થયું છે તે તો પહેલાં કહે!"

રડતાં રડતાં સૂર્યમુખીએ કહ્યું: " કુંદનને મેં પાળી પોષીને મોટી કરી. હવે તે મારી નાની બહેન બની છે, એમ જાણીને તેને હું મળવા આવી હતી, પણ મારો એ મનોરથ ધૂળમાં મળી ગયો. કુંદને ઝેર ખાધું છે. "

" કેમ?"

" તે પછી ખબર પડશે. હમણાં તમે એની પાસે જઈને બેસો. હું ડૉકટરને તેડવા મોકલું છું. "

આમ કહી સૂર્યમુખી બહાર ગઈ. નગેન્દ્ર એકલો કુંદન પાસે જઈને બેઠો. તેણે જોયું તો કુંદનના મુખ પર કાલિમા છવાઈ રહી છે. આંખો ફરી રહી છે. અંગેઅંગ ખેંચાઈ રહ્યું છે.



કુંદન ખાટલાની પાટી પર માથું રાખીને જમીન પર બેઠી હતી. નગેન્દ્રને આવેલો જોઈને તેની આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. નગેન્દ્ર તેની પાસે આવીને ઊભો રહ્યો. કુંદન કપાયલી લતાની માફક તેના પગ પર પડી. તેના પગ પર મસ્તક મૂકી રડવા લાગી. નગેન્દ્રે રુંધાયલા સ્વરે કહ્યું: " કુંદન ! આ તેં શું કર્યું ? કયા દોષે મારો ત્યાગ કરીને તું જઈ રહી છે ?"

કુંદન સ્વામીની વાતનો જવાબ કદી પણ આપતી ન હતી. આજ મરવાના સમયે તેણે મુક્તકંઠે સ્વામી સાથે વાત કરી. તેણે કહ્યું: " તમે કયા દોષે મારો ત્યાગ કર્યો હતો ?"

નગેન્દ્ર નિરુત્તર રહી માથું નીચું કરી કુંદન પાસે બેઠો. કુંદને કહ્યું: " જો કાલે તમે આવીને આ રીતે એકવાર પણ ' કુંદન ' કહી બોલાવી હોત—કાલે આ રીતે તમે એકવાર પણ મારી પાસે બેઠા હોત—તો હું મૃત્યુ પસંદ કરત નહિ. હાય ! કેટલા દિવસો પછી તમારી મુલાકાત થઈ ? તમને આજે જોયા તો પણ હજી મને તૃપ્તિ થતી નથી. જો તમે નજર બદલી ન હોત તો મારી આ સ્થિતિ થાત નહિ. "

કુંદનની આ પ્રેમભરી વાત નગેન્દ્રના હૃદયમાં બર્છીની માફક લાગી. તે ઘૂંટણ પણ લલાટ રાખી ચૂપ બેસી રહ્યો.

" મારા જીવન સર્વસ્વ ! આજે તમારી કુંદન ઘણી વાચાળ બની છે. તેને હવે સ્વામીની સાથે વાત કરવાનો અવસર મળવાનો નથી. તમે કેમ બોલતા નથી ? જો હું આપનું પ્રસન્ન મુખ જોતી જોતી મરીશ નહિ તો મૃત્યુમાં પણ સુખ મળશે નહિ. "

નગેન્દ્રનું અંતઃકરણ ઘવાયું. તેણે કહ્યું: " તેં આવું કામ શા માટે કર્યું ? તેં એકવાર મને બોલાવ્યો કેમ નહિ ?"

કુંદને વિલીયમાન મેઘમાં સ્થિત વીજળીની માફક સૂક્ષ્મ હાસ્ય હોઠ પર લાવી કહ્યું: " તેનો તમે વિચાર ના કરશો. મેં જે કંઈ કહ્યું છે તે કેવળ મનના આવેગથી કહ્યું છે. આપના આવવા પહેલાં જ મેં મનમાં નિશ્ચય કર્યો હતો કે બહેન કદી પાછી ફરશે તો તેને તમને સોંપીને હું પ્રાણત્યાગ કરીશ. તેના સુખમાર્ગમાં કંટક બની હું રહીશ નહિ. સાચું કહું છું મેં તેથી મરવાનો નિશ્ચય કર્યો હતો પણ આજ તમને જોઈને મારી મરવાની ઇચ્છા થતી નથી."

નગેન્દ્ર કંઈ જવાબ આપી શક્યો નહિ. આજ તે ભોળી-ભાલી બાલિકા કુંદન પાસે નિરુત્તર થયો.

કુંદન થોડીવાર શાંત રહી. તેની બોલવાની શકિત ઘટતી જતી હતી. મૃત્યુ તેના પર પોતાનો અધિકાર જમાવતું હતું.

નગેન્દ્ર તેના મૃત્યુછાયાથી મ્લાન બનેલા મુખમંડળ પર સ્નેહની પ્રસન્નતા જોઈ રહ્યો હતો. તેણે તેના તે દુઃખભર્યા ચહેરા પર જે મૃદુ હાસ્ય જોયું હતું તે નગેન્દ્રના હૃદયમાં વૃદ્ધાવસ્થા સુધી અંકિત રહ્યું હતું.

કુંદનની ચેષ્ટા પળે પળે બદલાતી જતી હતી. શ્વાસ લેવામાં હવે તેને કષ્ટ થતું હતું, આંખો રહી રહીને બંધ થઇ જતી હતી, તે બોલવા ઇચ્છતી હતી પણ બોલી શકતી ન હતી. એકવાર કંઈક સાહસ કરીને ઘણાં કષ્ટે તે કહેવા લાગી: "તમારી સાથે વાત કરવાની મારી હોંશ પૂરી ના થઈ. હું તમને દેવ સમજતી હતી. કદી મોં ખોલીને કંઈ કહેવાનું સાહસ હું કરી શકી નથી. તમારી સાથે દિલ ખોલીને વાતો કરવાના મનોરથ મનમાં જ રહી ગયા. હું ખુલ્લા દિલે તમારી સાથે વાત પણ કરી શકી નથી તેનું મને દુઃખ છે. હા ! મારું શરીર હવે ખેંચાય છે. મારો કંઠ સૂકાય છે. જીભ ખેંચાય છે. સમય આવી પહોંચ્યો છે, હવે વિલંબ નથી."

આમ કહી તે પાટીનો આશરો છોડીને ધરતી પર સૂઈ ગઈ. નગેન્દ્રના ખોળામાં માથું મૂકી તે ચૂપ થઈ ગઈ.

ડૉકટર આવ્યા. તેણે યંત્ર દ્વારા શરીર તથા નાડી જોઈ કહ્યું: "હવે તેની બચવાની કોઈ આશા નથી. જીભ ખેંચાઈ જવાને કારણે હવે દવા તેના ગળામાં ઉતરી શકશે નહિ." એમ કહી તે ઔષધનો પ્રયોગ કરવો અનાવશ્યક સમજી મ્લાન મુખે વિદાય થયા.

પુનઃ જરા ચેતન આવતાં કુંદને આંખો ખોલી સૂર્યમુખી અને કમલને જોવાની ઇચ્છા કરી, તે બંને પાસે આવ્યાં, કુંદને તેમની ચરણરજ મસ્તકે ચઢાવી. તે બંને ઉચ્ચ સ્વરે રડવા લાગી.

કુંદને પણ સ્વામીના પગમાં મેં છૂપાવ્યું. તેનાથી બોલાતું ન હતું એટલે તે કંઈ બોલી નહિ પણ તેણે માથું ઉંચુ કરી સ્વામીના મુખ તરફ એક છેલ્લી દૃષ્ટિ ફેંકી આંખો બંધ કરી લીધી. તે આંખો બંધ જ રહી, ફરી ઉઘડી નહિ. તે થોડી જ વારમાં પરલોક પંથે પરવરી.

તે સ્વામીના ચરણોમાં શીર રાખી સદાને માટે આ સંસાર છોડી વિદાય થઈ ગઈ. કુંદન પોતાની યુવાવસ્થામાં સૂર્યમુખી અને નગેન્દ્ર માટે પોતાના જીવનનો બલિ દઈ મા પાસે ચાલી ગઈ. કુંદન–કુસુમ ખીલતાં પૂર્વે જ અકાળે કરમાયું.

સૂર્યમુખી અને કમલ બંને ઘણી વાર સુધી રડતાં રહ્યાં. પછી સૂર્યમુખીએ આંખો લૂછી કુંદન પ્રતિ કહ્યું: "તારા ભાગ્યને ધન્ય છે! તારા જેવું જ ભાગ્ય મારું પણ બનો! એવો સમય ક્યારે આવશે કે હું પણ તારી માફક સ્વામીના ચરણ પર માથું મૂકી પ્રાણત્યાગ કરીશ?"

સૂર્યમુખી રડતા સ્વામીનો હાથ પકડી બહાર લઈ ગઈ અને તેને સમજાવીને ધીરજ આપી. નગેન્દ્ર ધૈર્યાવલંબન કરી કુંદનના શબને નદી કિનારે સ્મશાન ઘાટમાં લઈ જઈ તે કનકમૂર્તિને ભસ્માવશેષ કરી ઘેર પાછો ફર્યો.



કુંદનના સ્વર્ગે સીધાવ્યા પછી સૌ કોઈ અંદર અંદર પૂછવા લાગ્યું કે કુંદનને વિષ ક્યાંથી મળ્યું ? સૌને મહામાયા પર સંદેહ પડ્યો.

મહામાયાને મહેલમાં ન જોવાથી નગેન્દ્રે તેને બોલાવવા માણુસ મોકલ્યો. તે ના મળી. કુંદનના મૃત્યુ સમયે જ તે અદશ્ય થઈ ગઈ હતી. તે પછી તે ગામની આસપાસ કોઈએ મહામાયાને જોઈ ન હતી. ફક્ત એક વાર એક વર્ષ બાદ તે દેવેન્દ્રને મળી.

તે સમયે દેવેન્દ્ર પોતાની કરણીના ફળ સારી રીતે ચાખી રહ્યો હતો. તે ગરમીની બીમારીથી અત્યંત દુઃખી થઈ ગયો હતો. અને અધૂરામાં પૂરું તેના શરાબના વ્યસને રોગ અસાધ્ય થઈ ગયો હતો. દેવેન્દ્ર પથારીવશ બની મૃત્યુના દિવસો ગણુતો હતો. કુંદનના મૃત્યુ બાદ એક વર્ષમાં જ દેવેન્દ્રનો અંતકાળ આવી પહોંચ્યો. મૃત્યુના એ ચાર દિવસ પહેલાં તે શક્તિ રહિત સૂતો હતો તે સમયે એકાએક તેના ઓરડાના દ્વારે તેણે કોલાહલ સાંભળ્યો. દેવેન્દ્રે કોલાહલનું કારણ પૂછ્યું. નોકરે કહ્યું: “એક ગાંડી તમને મળવા ઇચ્છે છે. તે રોકી રોકાતી નથી ને અંદર આવવા કહે છે.” દેવેન્દ્રે કહ્યું: “આવવા દો.”

ગાંડી ઘરમાં આવી. દેવેન્દ્રે જોયું કે તે એક ભીખારણુ છે. તેના ગાંડપણુનું ખાસ કોઈ લક્ષણુ દેવેન્દ્રને જણાયું નહિ. તે યુવાન અને લાવણ્યમયી હતી. પણુ તે ઘણી દુર્દશાગ્રસ્ત હતી. તેનું પહેરેલું વસ્ત્ર ઘણું મેલું હતું. સેંકડો ઢીંગડા મારેલાં હતાં. તે ટૂંકુ પણુ એટલું હતું કે તેના ઘૂંટણુ સુધીનો ભાગ મહામુસીબતે ઢંકાતો હતો. તે

ફાટેલાં કપડાંથી તે પોતાની લાજ ઢાંકી રહી હતી. તેના વાળ વિખરાયલા હતા. તેલના અભાવે વાળે જટાનું રૂપ ધારણ કર્યું હતું. શરીરની ચામડી ફાટી ગઈ હતી અને તેમાં માટી લાગેલી હતી.

તે દેવેન્દ્રની નીકટ આવી એવી તીવ્ર દૃષ્ટિથી જોવા લાગી કે જેથી તે સમજી ગયો કે આ કોઈ ગાંડી છે. નોકરોની વાત સાચી છે.

ગાંડી ઘણી વાર સુધી દેવેન્દ્ર તરફ તાકી રહી અને પછી બોલીઃ "શું મને ઓળખી શકયો નથી? હું મહામાયા છું." દેવેન્દ્રે ત્યારેજ તેને ઓળખી. તેણે નવાઈ પામી પૂછ્યુંઃ "કોણે તારી આવી આવી દુર્દશા કરી?"

• મહામાયાએ ક્રોધ ભરી કરડી દૃષ્ટિએ દેવેન્દ્ર તરફ દાંતથી હોઠ દાબી મૂક્કો મારવા હાથ ઉગામ્યો. પણ તે સ્થિર થઈ બોલીઃ "તું પૂછે છે કે કોણે મારી આ દુર્દશા કરી? તેંજ મારી આ દશા કરી છે. હવે તું મને ઓળખતો નથી—પણ એક દિવસે તેં મારી ખુશામદ કરી હતી. આજે તને તે યાદ નહિ હોય—એક દિવસ આજ ઘરમાં બેસીને અને આ પગ પકડીને—" આમ કહી મહામાયાએ પોતાનો એક પગ દેવેન્દ્રના પલંગ પર મૂક્યો.

"તેં ગાયું હતું કે

'स्मर गरलखण्डनं मम शिरसि मण्डनं
देहि पदपल्लवमुदारम् ।'

આવી કેટલીએ વાતોનું સ્મરણ કરાવી તે ઉન્માદિની કહેવા લાગીઃ "જે દિવસે તેં મને લાત મારીને ઘર બહાર કાઢી મૂકી હતી તે દિવસથી હું ગાંડી બની છું. હું પોતેજ ઝેર ખાવા ગઈ હતી, પણ એ ઝેર તને અથવા તારી મનમોહિની કુંદનને ખવડાવવું એ વિચારે મેં તે ઝેર ખાધું નહિ. તે આશાએ કંઈક દિવસો કોઈ રીતે મારા દારુણ દુઃખને છૂપાવી શકી. મારો આ ઉન્માદ રોગ કદી વધતો તો કદી ઓછો થતો. જ્યારે ઉન્માદનો વેગ વધતો ત્યારે ઘરમાં પડી રહેતી

અને જ્યારે સારું થતું ત્યારે કંઈ કામ ધંધો કરતી આખરે એક દિવસે તક મળતાં તારી કુંદનને ઝેર ખવડાવી મારા બળતા જીવને શાંત કર્યો.

પણ તેના મૃત્યુ દિન પછી મારો ઉન્માદ ઉલટો વધી ગયો. હવે હું તેને છૂપાવી શકીશ નહિ તેમ વિચારી ગામ છોડી ચાલી ગઈ. મને પેટ ભરવું પણ મુશ્કેલ થઈ પડ્યું. ગાંડાને કોણ ખાવાનું આપે? ઉન્માદને કારણે બબ્બે દિવસ ખાધાપીધા વિના ગમે ત્યાં પડી રહું છું. જ્યારે કંઈક ઠીક લાગે છે ત્યારે ભીખ માંગીને ખાઉં છું. તારો અંતકાળ નજીક છે એ જાણી એકવાર તને આ અવસ્થામાં જોઈને દિલને શાંત કરવા આવી છું. ભગવાનને પ્રાર્થના કરું છું કે મૃત્યુ બાદ તને નરકમાં પણ સ્થાન ના મળે."

એમ કહી તે ખૂબ મોટેથી હસી પડી દેવેન્દ્રે ડરી જઈને પાસું બદલ્યું. મહામાયા આનંદમાં આવી નાચતી–કૂદતી ઘર બહાર જઈ ગાવા લાગી.

'स्मर गरलखण्डनं ममशिरसि मण्डनं
देहि पदपल्लवमुदारम् ।'

તે દિવસથી દેવન્દ્રને મૃત્યુશય્યા કાંટાની માફક ખૂંચવા લાગી. મૃત્યુના થોડા સમય પૂર્વે સનેપાતમાં દેવન્દ્ર ફક્ત એટલું બબડ્યો—

पदपल्लवमुदारम् । पदपल्लवमुदारम् ॥

દેવેન્દ્રના મૃત્યુ બાદ ઘણા દિવસો સુધી તેની ઉપવાટિકામાં મધરાતે રક્ષકો ભયભીત બનીને કોઈ સ્ત્રીને ગાતી સાંભળતા.

'स्मर गरलखण्डनं ममशिरसि मण्डनं
देहि पदपल्लवमुदारम् ।'

● समाप्त ●

